|| સનાતન પરમો ધર્મ ||

પ્રચાર પ્રસાર
જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

This edition is for internal circulation of members of ABKKP Social Association

SOCIAL MEDIA USE ONLY

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ — નખત્રાણા-કચ્છ

VOLUME 7 | ISSUE- 91 | @MUMBAI | PAGE -16 PRICE 1/- | Date : 18 June 2024

MONTHLY | Email : office@sanatandharmpatrika.com | www.sanatandharmpatrika.com | R.N.I.No.MAHGUJ/2016/68522 Trust Reg.No.A-828.Nakhatrana Kutch.Dt.06/04/1965

સ્વ અને સમષ્ટિના સર્વાંગી વિકાસ માટે ભગવદ કાર્ય શ્રેષ્ઠ છે ભક્તિની બેઠક પર થતા રહેલા સર્વોદયના કાર્યો સર્વદા સર્વશ્રેષ્ઠ જ હોય છે પરંતુ સંસારની ભવાટવીમાં અટવાયેલો માણસ પોતાના સંસારિક જીવનમાં જ વ્યસ્ત બનીને સમૂહમાં રહીને અર્થોપાર્જનની પ્રવૃત્તિઓ કરે છે આવા જ્ઞાતિ આધારિત સમૂહના સંગઠનને સમાજ કે જ્ઞાતિ સમુદાય કહેવામાં આવે છે આ સમાજનું નિયંત્રણ શરૂઆતમાં જ્ઞાતિના ગેઢેરાઓ દ્વારા થતું હતું સમયની સાથે સ્વતંત્રતા બંધુત્વ અને સમાનતાના વિચારો દ્વારા આ પરંપરાગત અને રૂઢિગત પ્રણાલીમાં પરિવર્તન આવતું ગયું અને આજે સમાજના સમર્પિત સદસ્યો દ્વારા લોકશાહી ઢબે સામાજિક સંચાલનનું માળખું રચાય છે જેઓ સામાજિક ભાવનાથી ભીંજાયેલા છે, જેમના હૈયે સામાજિક હિત વસેલું છે, અને જેમને પોતાને સમાજ માટે દાયિત્વ નિભાવવું છે તે જ્ઞાતિજનો પોતાનું સામાજિક દાયિત્વ નિભાવવા પોતાના ગામ અને ઘટક સમાજથી સેવાની યાત્રા શરૂ કરીને પોતાની શક્તિ અનુસાર આગળ વધતા જાય છે,

આપણા સદનસીબે આપણને અદભુત સંગઠનનો વારસો મળ્યો છે એ વિશ્વમાં વ્યવસાય અર્થે વીખરાયેલા હોવા છતાં વતન અને સ્વજન સાથે સંગઠનના માધ્યમથી આપણે સૌ જોડાયેલા છીએ જે




આપણા સંગઠનના વારસાનું જમા પાસુ કહી શકાય..

આજે સમાજ માટે જેમને કંઈક કરી છૂટવાની તમન્ના છે પોતાનામાં રહેલી વિશિષ્ટ શક્તિને શ્રીસમાજને ચરણે ધરવી છે તેવા કાર્યકરો જીવનના ઉમદા ધ્યેય સાથે પોતાના કીમતી અમૂલ્ય સમયદાનની સાથે યથાશક્તિ તન,મન અને ધનથી પોતાની આવડત અને મતિ અનુસાર શ્રી સમાજની સેવા કરે છે, તો કેટલાક પોતાના વેપાર વાણિજ્ય ના કારોબારમાં વ્યસ્ત સદગૃહસ્થો ધનથી સમાજ સેવા કરી કાર્યકરોના હોંસલાને વિશિષ્ટ ઉર્જા પ્રદાન કરે છે. અને સરવાળે સમયની માંગ પ્રમાણે સમાજસેવાની જ્યોત નિરંતર જલતી રહે છે.

છેલ્લા ઘણા સમયથી સોશિયલ મીડિયામાં વિકૃત માનસ ધરાવતા સમાજના હિત્ત શત્રુઓનું અતિક્રમણ ચિંતા ઉપજાવે તેવું છે આમ તો સોશિયલ મીડિયા તેનો સકારાત્મક ઉપયોગ થાય તો ઉપયોગી માધ્યમ છે પરંતુ કેટલાક મુઠ્ઠીભર નકારાત્મક વિચારસરણી વાળા લોકો સમાજ માટે પ્રત્યક્ષ કશું કરી શકતા નથી માત્ર whatsapp પર પોતાના મનનો કચરો ઠાલવીને પોતાની ઓળખ છતિ કરે છે શ્રીસમાજ કે હોદ્દેદાર વિશે મનગડત ઘસાતું લખીને વિકૃત આનંદ માણે છે આવા માણસો સોશિયલ મીડિયા પર વિવેચકોના સ્વાંગમાં બબૂચકો છે જેનાથી ચેતવાની જરૂર છે. સમાજ માટે સમર્પિત કાર્યકરોનું ક્યાંક ને ક્યાંક મનોબળ તોડવા પોતાનામાં રહેલી "શકુનીકળા"નો નિરર્થક દાવ અજમાવે છે. આવા બબૂચકોને ઓળખી સમાજના હિતમાં સોશિયલ મીડિયામાં તેને જાકારો આપી તેનાથી કિનારો કરી લેવાની જરૂર છે. હમણાં હમણાં કેટલાક નિરાશાવાદી નવરાઓ આયોજન પૂર્વક એકતાના નામે સમાજને કાયમ "એક અને નેક" કરવાના મિશનમાં બાધક બની રહ્યા છે, સમાજ માટે પોતાનું કોઈ પ્રકારનું યોગદાન ન હોય તેવા અનિષ્ટ તત્વો સોશિયલ મીડિયામાં કે સામાજિક મેળાવડાઓમાં માત્ર વાણી વિલાસ કરીને સમાજ સમર્પિત કર્મઠોને અપમાનિત કરવાનું નિમ્ન કક્ષાનું કૃત્ય કરી રહ્યા છે આ સ્થાનેથી આપને જણાવીએ કે જેમનામાં વધુ સારા સમાજ કાર્ય કરી શકવાની ત્રેવડ અને સકારાત્મક સામર્થ્ય હોય તે સમાજસેવા માટે ખુલ્લા મને આવો સમાજનું પ્લેટફોર્મ તમારી પ્રતીક્ષા કરે છે. અન્યથા શકુનિ બનીને પાશા ફેકવાના પાપથી બચવા જેવુ છે.કારણકે છેલ્લે સર્વનાશ તો શકુનિ પક્ષનો જ થાય છે.

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયની કારોબારી સમિતિમાં અન અપેક્ષિત સભ્યોની થયેલી આયોજનપૂર્વકની વરણીથી બહુજન સમાજની નારાજગી પછીનો ઘટનાક્રમથી આપ સૌ માહિતગાર છો અને આવનારા દિવસોમાં બધું જ યોગ્ય થશે તે માટે આશાવાદી છીએ.

ગુજરાતના પનોતા પુત્ર નરેન્દ્રભાઈ મોદી સાહેબ દેશમાં ત્રીજી વખત સર્વોચ્ચ પદે સત્તારૂઢ થયા. રાષ્ટ્ર માટે પ્રમુખ સેવક તરીકેની 100% શુદ્ધ પ્રતિબદ્ધતા હોવા છતાં તેને વિકૃત અપ-પ્રચારનો એરુ આભડ્યો અને વિરોધીઓની "શકુનીકળા"નો ભોગ બનવું પડ્યું. આ વખતના લોકસભાની ચૂંટણીના પરિણામોમાં એક ડગલું પાછળ હટવું પડ્યું પરંતુ આવનારા દિવસોમાં લાંબી છલંગ માટે જરૂર લેખે લાગશે.

## યુવાસંઘની કલમે

પ્રમુખશ્રીઃ પંકજભાઇ પારસીયા

મહામંત્રીશ્રીઃ ડાં.વિપુલભાઇ છાભૈયા

જય શ્રી લક્ષ્મીનારાયણ,

છત્રપતિ શંભાજી નગર ખાતે યુવાસંઘની તૃતીય કારોબારીનું આયોજન ગત ૨૬/૦૫/૨૦૨૪ના રોજ થયું. ખૂબ જ સુંદર આયોજન કરવા બદલ ટીમ મધ્ય મહારાષ્ટ્ર રીજીયનને અભિનંદન. બધા જ પાસાઓમાં ટીમ ખરા અર્થમાં સબળ પૂરવાર સાબિત થઈ. સાથે સાથે રાત્રી સમયે સમાજની સમસ્યાઓને ધ્યાનમાં રાખીને પરિસંવાદનું આયોજન પણ ખૂબ જ સરસ રહ્યું. આજની ટેકનોલોજીના ફાયદા અને ગેરફાયદા સમજાવીને આપે ટેકનોલોજીને લગતી સમસ્યાઓ અને એના સમાધાન પ્રત્યે સભ્યોને સજાગ કર્યા. ખૂબ સરસ કાર્ય ટીમ મધ્ય મહારાષ્ટ્ર રીજીયન.

વર્ષો પહેલા આપણા વડીલો કચ્છમાંથી વિવિધ પ્રાંતમાં રોજગારી ધંધા માટે સ્થાયી થયા અને ત્યાં ધંધો રોજગારી કરવા લાગ્યા તે આપણો પહેલો પડાવ હતો. બીજા પડાવમાં તેમના સંતાનો તે ધંધાને એક ઊંચાઈ ઉપર લઈ ગયા અને ત્રીજા પડાવમાં તે ધંધાઓ અત્યારે જોરદાર વિકસી રહ્યા છે. સાથે સાથે દુનિયા સાથે તાદમ્ય મિલાવી શકે તેવા ધંધા-વ્યવસાયનું પણ નિર્માણ મહદઅંશે થઈ રહ્યું છે. અત્યારે આપણે આપણા સાતથી આઠ ધંધા જેને આપણે પરંપરાગત વ્યવસાય કહી શકીએ જેમાં આપણે સારી નામના કાઢી છે પરંતુ જે રીતે દેશ અને દુનિયા બદલાઈ રહી છે તેને ધ્યાનમાં રાખીને નવા ધંધા અને નવા પડકારોનો આપણે સામનો કરવો પડશે. તે જ રીતે નવા અનેક પ્રોજેક્ટો આવી રહ્યા છે તેમાં આપણું કન્ટ્રીબ્યુશન કેટલું? નવા ધંધામાં આપણે કેટલા આગળ છીએ? ભવિષ્યના ધંધાની વાત કરીએ તો ગ્રીન એનર્જી, હાઇડ્રો એનર્જી, આર્ટિફિશિયલ ઇન્ટેલિજન્સ જેવા અનેક ધંધાઓમાં હવે આપણે પગ પેસારો કરવો પડશે. તેમજ ભવિષ્યના પડકારોને પહોંચી વળવા માટે સહકારની ભાવનાથી એકબીજા સાથે મળીને હવે નવા આયામો સર કરવા પડશે. આ માટે યુવા સંગઠન દ્વારા યુવા કોન્કલેવનું આયોજન કરવા જઈ રહ્યા છીએ ...

આપણા યુવાનોના ભાવિને આકાર આપવા અને તેમના સર્વાંગી વિકાસને પ્રતિબિંબત કરવા માટે આ ઇવેન્ટ શ્રી ABKKP યુવાસંઘ દ્વારા કરવામાં આવી રહી છે જેમાં આપણા યુવાનોના સર્વાંગી વિકાસ અને આપણા આદરણીય સમાજના આર્થિક કલ્યાણ સાથે સુદ્રઢ જોડાણ માટે પ્રતિબધ્ધ છે. યુવા કોન્કલેવનો ઉદ્દેશ આપણા યુવાનોને તેમના સપનાઓ સાકાર કરવા, ભવિષ્યના વિકાસને ઝડપી બનાવવા, તેમના સર્વાંગી વિકાસમાં યોગદાન આપવા માટેનું એક પ્લેટફોર્મ પૂરું પાડવાનો છે. આપણા વહીવટી અને રચનાત્મક માળખા સાથે દરેક યુવાનોની શક્તિનો લાભ લેવાનું લક્ષ્ય છે. આ ઇવેન્ટમાં યોજાનાર વિવિધ પ્રવૃત્તિઓ અને કાર્યક્રમોની માહિતી નીચે મુજબ છે. ટેલેન્ટ પાર્કઃ જેમાં સાયન્સ ફેર, ઇનોવેશન વર્લ્ડ, આર્ટિફિશિયલ ઇન્ટેલિજન્સ સ્ટુડિયો, સ્ટાર્ટ અપ ગેલેરી, યુવા રત્ન પરિચય વગેરે

વોઇસ ઓફ યુથઃ

યુવાનોના મહત્વના વિષયો પર ચર્ચા અને વિચારણા, યુવાનો આગળનો રસ્તો કેવી રીતે નક્કી કરે તેના દિશા સૂચન અને તે પણ સચોટ વ્યક્તિઓના માર્ગદર્શન નીચે.

ઇન્વેસ્ટમેન્ટ હેવનઃ

નવા પ્રોજેક્ટની ગેલેરી, ગવર્મેન્ટ રેડ કાર્પેટ, કેપી માર્ટ થકી બિઝનેસ વધારવાની નવી તકો, એકબીજાના સહયોગથી એમઓયુ, વેંચર કેપિટલ.

બિઝનેસ પાર્કઃ

બિઝનેસ એક્ઝિબિશન, નેટવર્કિંગ સાથે જે તે વિષયના નિષ્ણાતો સાથે મુલાકાત.

આધુનિક ગુરુકુળઃ

પરિવારના દરેક સભ્યો માટે શીખવવાના વિષયોનો આધુનિક ગુરુકુળમાં સમાવેશ કરવામાં આવશે

જેમાં ૧૫-૨૦ મિનિટના ટૂંકા સેશન રાખવામાં આવશે તથા યુવા સંઘના તમામ થીમના વિષયોને આવરી લેવામાં આવશે. યુથ એવોર્ડઃ યુથ આઈકોન ઓફ ધ યર, શ્રેષ્ઠ ઉદ્યોગપતિ, શ્રેષ્ઠ સ્ટાર્ટઅપ, શ્રેષ્ઠ ઇનોવેટીવ આઈડિયા, શ્રેષ્ઠ વિજ્ઞાન પ્રોજેક્ટ અને બીજું ઘણું બધું.થીમ પાર્કઃ યુવાસંઘ થીમ પાર્ક જેમાં 13 સમિતિઓના વિઝન મિશન અને તેની કાર્ય પ્રણાલીનો પ્રચાર અને ફેલાવો, યુવાનો સાથે જોડાવાનું અને તેમની થીમમાં સમાવેશ કરવા માટેનું એક ઉત્તમ પ્લેટફોર્મ.

યુવા કોન્ટેક્ટ થકી આપણા યુવાનોને મજબૂત બનાવવા અને તેમના ભવિષ્યના ઘડતરને પ્લેટફોર્મ પૂરું પાડવાની આ એક સુવર્ણ તક છે.

આપણી ક્ષમતા અને સર્જનાત્મકતા પ્રદર્શિત કરવાના ધ્યેય સાથે દરેક માટે યુવા કોન્કલેવ એક વિશેષ ઇવેન્ટ છે.

તો ચાલો આપણા યુવાનો માટે આ વિકાસના મહાપર્વના આપણે એક એમ્બેસેડર બનીએ..

## મહિલાસંઘ

પ્રમુખઃ શ્રીમતિ જશોદાબેન નાકરાણી

મહામંત્રીઃ શ્રીમતિ રમીલાબેન રવાણી

### દરેક ઘરમાં "શબરી" છે

જય લક્ષ્મીનારાયણ

જય ઉમિયા મા

આ વખતનો લેખ હું વિશ્વની સર્વે નારી જગતને સમર્પિત કરૂ છું એમાંય ખાસ આપણી ભારતીય નારી !

દોસ્તો આપણે સૌ જાણીએ છીએ કે ભગવાન શ્રી રામે શબરીના એઠા બોર ખાધા શબરીને પોતાના ગુરુના શબ્દો ઉપર વિશ્વાસ અને શ્રદ્ધા હતી એક દિવસ રામ આવશે અને મારો ઉધ્ધાર કરશે મારો ઉદ્ધાર કરશે એમની ભક્તિ અને શ્રદ્ધા એટલી અતૂટ હતી કે પોતાનું આંગણું દરરોજ તાજા ફૂલોથી શુશોભીત કરે અને તાજા તાજા ફળો જંગલમાંથી ચાખીને લઈ આવે ખબર નહી ક્યાંક ઓચિંતા મારા રામ આવે ત્યારે એને કોઈ તકલીફના પડે આમને આમ વર્ષો વીતી ગયા પરંતુ શબરીના ગુરુએ દીધેલ શબરીને વચનનું પાલન કરવા ભક્ત શબરીના આંગણે રામ જાય છે અને શબરી જે એક ભીલ જ્ઞાતિની નારી હતી એના હાથે એમના એઠા બોર ખાઈને અને ધન્ય બનાવી દીધી

દોસ્તો તમને નથી લાગતું આવી એક શબરી દરેક ઘરમાં હોય જ છે નારી સ્વરૂપે

- જે પતિ માટે જ્યુસ બનાવ્યો હોય અને એને પીવામાં થોડો સમય લાગી ગયો હોય તો પત્ની પહેલા ચાખી જુવે જ્યુસ ખરાબ તો નથી થઈ ગયો ને થોડો ચાખે અને જ્યારે તેને લાગે કે તેનો સ્વાદ બગડ્યો નથી ને ત્યારે જ તે તેના પતિને પીવા માટે આપે છે
- સવારે બાળકો માટે ટિફિન બનાવે ત્યારે શાક ચાખે મીઠુ મસાલો બરાબર હોય પછી જ ફૂડ પેક કરે બપોરે શાળાએથી બાળકો પાછા આવે ત્યારે બાળકોને સંતરાની છાલ કાઢી દરેક લેયર તપાસ કરી તેમાં જીવજંતુ છે કે નહીં ખાટી છે કે નહીં બધી કાળજી લીધા પછી જ્યારે તે સંતુષ્ટ થઈ પછી જ બાળકોને એક પછી એક ટુકડા ખાવા માટે આપે
- દહીંનું રાયતુ બનાવતી વખતે દહીં ખાતું તો નથી થઈ ગયુ ને એક ચમચી વડે થોડું દહીં ચાખે ઠીક છે મનને સંતોષ થાય ત્યારે જ દહીંનું રાયતુ બનાવે
- ઘરના મોટી ઉંમરના વડીલો બપોરે ખીર ખાધી હોય પરંતુ રાત્રે પાછી ખીર ખાવાની ઈચ્છા કરેતો દિવસ ભરમાં ખાટી તો નથી થઈ ગઈ ને તે પહેલા ચાખે પછી માવતરને પીરસે
- જ્યારે બાળકો સેન્ડવીચ માટે વિનંતી કરે ત્યારે કાકડીની છાલ કાઢી ટુકડો મોઢામાં મુકે કાકડી કડવી તો નથી ને બ્રેડને સુંઘી જરાક ટુકડો ચાખી બ્રેડ જુની તો નથી થઈ ગઈ ને પછી સેન્ડવીચ બનાવીને ખવડાવે
- દૂધ દહીં શાકભાજી ફળો વગેરે ઘણી બધી વસ્તુઓ જેને બહેનો ઉપયોગમાં લેતા પહેલા વસ્તુ તાજા અને ફ્રેશ છે કે નહીં તે જરૂરથી ચેક કરી લે છે
- ક્યારેક એવું લાગે છે કે દરેક માતા, દરેક પત્ની,દરેક સ્ત્રી, તેના પરિવારના સભ્યો માટે "શબરી" જેવી જ છે જે પોતે સંતુષ્ટ ન થાય ત્યાં સુધી કોઈને ખાવા દેતી નથી અને આજ કારણે દરેક પરિવારના સભ્યો આ "શબરી"નું ચાખેલુ ભોજન કોઈપણ પ્રકારની ચિંતા કર્યા વગર ખાઈને સ્વસ્થ અને સુરક્ષિત અનુભવે છે!

આપણા ભારતીય પરિવારમાં દરેક સ્ત્રી "શબરી"ની જેમ પોતાના પરિવારની સંભાળ રાખે છે અને પરિવારના સભ્યો પણ આ શબરીના ચાખેલા ફળો ખાવાથી ખુશ, સુરક્ષિત, સ્વચ્છ અને સંતુષ્ટ રહે છે.... એમાં કોઈ શંકાને સ્થાન નથી

આ લખાણ દરેક મહિલાને સમર્પિત છે જે તેના માટે "શબરી" છે!!

તો ચાલો ફરી મળીશું બીજા વિષય સાથે ત્યાં સુધી આપ સહુ સ્વસ્થ રહો, વ્યસ્ત રહો, મસ્ત રહો એ જ અભિલાષા સહ......



# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની કારોબારી સભા યોજાઈ

## શ્રી પાટીદાર વિદ્યાર્થી ભવન નખત્રાણા ખાતે શ્રીસમાજ ના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણીના અધ્યક્ષ સ્થાને સભા આયોજન



શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની કારોબારી સભા શુક્રવાર તા. 07-06-2024 ના રોજ શ્રી પાટીદાર વિદ્યાર્થી ભવન નખત્રાણા મધ્યે શ્રીસમાજ ના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી ના અધ્યક્ષ સ્થાને મળેલ હતી.



સૌ પ્રથમ મંત્રી અશોકભાઈ ભાવાણીએ મંચસ્થ મહાનુભાવો ને સ્થાન ગ્રહણ કરાવેલ સાથે સાથે મંચસ્થ હોદ્દેદારશ્રીઓ ના વરદહસ્તે દિપ પ્રાગટય કરી સભાની શુભ શુરૂઆત કરવામાં આવેલ.




આગળ ના દોરમાં મહામંત્રી પુરૂષોત્તમભાઈ રવજી ભગતે શબ્દોક આવકાર સ્વાગત કર્યું અને રાજકોટ ખાતે થયેલ દુઃખદ ઘટના ની સાથે સમાજના દિવંગત સભ્યોને શ્રદ્ધાંજલિ આપવામાં આવી હતી.

કાર્યસૂચિ પ્રમાણે આગળ વધતા મંત્રી અશોકભાઈ ભાવાણીએ ગત કારોબારી સભા - રાયપુર ની સભાની મિનીટસ નું વાંચન કરવામાં આવેલ, જેને સર્વાનુમતે બહાલી આપવામાં આવેલ.

ગત કારોબારી સભાની મિનીટસ ની સમીક્ષા પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણીએ કરેલ. ત્યારબાદ આવેલ પત્રો નું વાંચન મંત્રી વિનોદભાઈ ભગતએ કરેલ.

1. સમૂહલગ્ન માં ભાગ લેવા આવેલ પત્ર.
2. આજની કારોબારી સભામાં ગેરહાજર રહેનાર સભ્યોના પત્રો.
3. પ્રમુખ સહાય નિધિ માટે ન્યું ગીતા ટિમ્બર ડિપો નો પત્ર
4. કનકપુર ઝોનનો પત્ર જેમાં હળભળ માં કાર્યક્રમ યોજી રહ્યાં છે.
5. અંજાર સમાજ નો પત્ર બાબત ઉપપ્રમુખ જયંતિલાલ રામાણીએ ખુલાસો કર્યો હતો.
6. અન્ય આવેલ પત્રો નું વાંચન સાથે સાથે સમીક્ષા પણ કરવામાં આવેલ.

એજન્ડા મુજબ કાર્ય આગળ વધારતા સહ ખજાનચી મણીલાલ ભાઈ દ્વારા ગત્ વર્ષના હિસાબ ના પત્રોની કોપીઓ સૌને આપવામાં આવી છે જેનો આપ સૌએ અભ્યાસ કરી લીધો હશે. તે સંદર્ભે મંતવ્યો આપવા જણાવ્યું. પૂછવામાં આવેલ પ્રશ્નો ના ખુલાસા કરવામાં આવ્યા બાદ હિસાબો ને મંજુર કરવામાં આવેલ.

ત્યાર બાદ સનાતની શતાબ્દિ મહોત્સવ નું સોવિયેનર ના વિમોચન ના દાતા રૂ. 07 લાખ તેમજ આગળ થી પેજ ન. 02 ના દાતા રૂ. 02 લાખ અને અંદરના પાનામાં જાહેરાત માટે રૂ. 51 હજાર નક્કી કરેલ છે. આ માટે સભામાં વિનંતી કરવામાં આવેલ. સભામાં કોઈ રજુઆત ના આવતા સનાતન ધર્મ પત્રિકા ની ડેલીમાં જાહેર કરી પ્રચાર પ્રસાર કરીએ... જેથી બીજા કોઈ ને ઈચ્છા હોય તો સામેલ કરી શકાય એવા નિર્ણય લેવામાં આવેલ.

ત્યાર બાદ ભુજ ખાતે નૂતન બાંધકામ ની બ્લુ પ્રિન્ટ સાથે વિષેશ રજુઆત મહામંત્રી શ્રી દ્વારા કરવામાં આવી હતી. પ્રમુખશ્રી અબજીભાઈ એ જરૂરી ખુલાસા કર્યા હતા સાથે સાથે કેંદ્રીય સમાજની વર્તમાન ગતિવિધિનો અહેવાલ આપવામાં આવેલ.

રમેશભાઈ વાગડીયા ના પુસ્તક બાબત આવેલ વિરોધ પત્ર નું વાંચન મહામંત્રી શ્રી પુરૂષોત્તમ ભાઈ ભગતે કર્યું. તેનુ આંકલન કરવા માટે જે સમિતિ બનાવવામાં આવેલ તેનો ખુલાસો ટ્રસ્ટી વડીલશ્રી ગોપાલભાઈ ભાવાણીએ સભા સમક્ષ રજુ કરેલ. રમેશભાઈ વાગડીયા ના પુસ્તક બાબત સમિતિ તરફ થી આવેલ પત્ર નું વાંચન મહામંત્રી પુરૂષોત્તમભાઈ ભગતે કરેલ. આની સાથે આ વિષય અહીં પુરૂ કરવામાં આવેલ. સાથે જણાવ્યું કે સનાતન ધર્મ જાગૃતિના લીડર ની કાર્ય પદ્ધતિ વિશે આપણે સૌ જાણીએ છીએ. તેઓ દ્વારા પોતાના અનુભવો તથા પુરાવા આધારિત



લખાણ થયાં છે તે વાસ્તવિક બાબત છે. તે કોઈ ને ગમે કે કોઈ ને ના પણ ગમે, માટે આ બાબતે વધુ ખુલાસા ની હવે જરૂર રહેતી નથી.

ત્યાર બાદ મિક્સમાં કાર્યક્રમ ના થાય એના માટે સમિતિ નું ગઠણ કરવામાં આવેલ છે અને આગળ આવા આયોજનમાં કેંદ્રીય સમાજના પદાધિકારીઓ એ હાજરી ના આપવાનો કડક નિર્ણય લેવામાં આવેલ છે. અન્ય સભ્યોએ પણ પોત પોતાની રજુઆત કરી સનાતની જ્યોત પ્રજાલતિ રહે એની સાથે રહી કાર્ય કરવા માટે આહ્વાન કરેલ હતાં. આ પ્રસંગે વાઇસ પ્રેસિડેન્ટ રાજેશ ભાઈ દીવાણી દ્વારા કોટડા જ. ના લક્ષ્મીનારાયણ સમાજના પ્રમુખશ્રી દ્વારા આવા જ એક કાર્યક્રમમાં હજાર રહેવા બદલ તેમનો હોદ્દાપર થી ત્યાગ પત્ર લેવામાં આવ્યો તે બાબતે માહિતી આપી હતી.

શ્રીસમાજ ની સ્થાપના બાબત સમિતિનો અહેવાલની રજુઆત રમેશભાઈ પારસીયા એ આપેલ.



મંત્રી વિનોદભાઈ ભગતે આજીવન સભ્યો માટે અરજી આવેલ છે. આ અરજીઓ ની સમીક્ષા મંત્રીઓએ કરી લીધી છે અને આ અરજીઓને મંજુર કરવામાં આવેલ.

શ્રીસમાજ ની થીમ સમિતિઓના આગળના આયોજન બાબત વિઝન ડેવલપમેન્ટ સમિતિ દ્વારા રજુઆત કરવામાં આવેલ.

કેંદ્રીય યુવાસંઘની વર્તમાન ગતિવિધિનો અહેવાલ ડો. વિપુલભાઈ છાભૈયાએ આપેલ અને કેંદ્રીય યુવાસંઘની વર્તમાન ગતિવિધિનો અહેવાલ મિશન ચેરમેન જગદીશ લીંબાણી એ આપેલ. કેંદ્રીય મહિલા સંઘની વર્તમાન ગતિવિધિનો અહેવાલ મહામંત્રી રમીલાબેન રવાણીએ આપેલ.

હરિદ્વાર મધ્યે મહિલા સંઘની કારોબારી સભા આયોજન, ભારત ભરમાં દરેક ઘટક સમાજમાં સ્થાનિક મહિલા મંડળ દ્વારા બાળ સંસ્કાર કેન્દ્ર ચાલી રહેલ છે,



કેંદ્રીય યુવાસંઘ દ્વારા ચુંટણી વખતે છાસ કેંદ્રમાં મહિલાઓએ સારો સહયોગ આપેલ. સનાતની સતાબ્દી મહોત્સવમાં જેમને દાન રૂ.પાંચ લાખ સુધીની રકમ લખાવેલ છે તેમની મુદત પૂરી થતાં વહેલીસર જમા કરાવવા વિનંતી કરવામાં આવેલ તેમજ ભૂમિદાન ની જાણકારી ટ્રસ્ટી વડીલશ્રી ગોપાલભાઈ ભાવાણીએ આપેલ.

ન્યાય પ્રણાલીમાં અમુક ફેરફાર કરવા માટે સમિતિ દ્વારા ભલામણ કરવામાં આવેલ. ઝોન સમાજોની નૂતન કારોબારી સમિતિની રચના કરી તા. 30-07-2024 સુધી કેંદ્રીય સમાજના કાર્યાલયમાં રીપોર્ટીંગ કરવાનું નક્કી કર્યું. દરેક ઝોન સમાજનો વાર્ષિક અહેવાલ તા. 30-06-2024 સુધી મોકલી આપવાનું નક્કી કર્યું છે.

શ્રી રામનવમી ગત તા. 17-04-2024 ના રોજ સામાન્ય સભા શ્રી ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય મુકામે મળી હતી,



જેમાં સંસ્થાના પ્રમુખ તરીકે ની નિમણૂંક હંસરાજભાઇ ધોળું ની કરવામાં આવેલ અને જેમાં માંડવી હોસ્ટેલ પ્રકરણ નાં પાટીદાર સર્વોદય ટ્રસ્ટના એક પણ સભ્ય ના લેવા નું નક્કી કરવામાં આવ્યું છતાં ત્યારબાદ પંચના નામ પણ તેઓએ નક્કી કરી લીધા અને સમાજ સાથે નક્કી કરેલ નિર્ણય ને અવગણી ને પણ તેઓએ બદ-ઇરાદા થી ફૂટ નીતિ અપનાવી હતી.

આથી કેન્દ્રીય સમાજનાં પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી અને ઉપપ્રમુખ ભાણજીભાઇ પોકાર કડોદરા સુરત બંને દ્વારા આ ઉમિયા માતાજી સંસ્થાન માંથી રાજીનામું આપી પોતાનો વિરોધ નોંધાવેલ હતો...જે બાબતે મોહનભાઇ રામજીયાણી (ટ્રસ્ટી) અને ડૉ. પ્રેમજીભાઈ ગોગારી દ્વારા આ બાબતે આપેલી કટિબદ્ધતા અને સમાજના ગૌરવ જાળવવા કરેલ પ્રયાસ સફળ રહ્યા છે.. ત્યારબાદ પ્રમુખશ્રીઅબજીભાઈ કાનાણીએ ઉદ્‌બોધન પ્રવચન કર્યું હતું... જેમાં તેમને સનાતની સંગઠન કાજે અભિગમ ને વળગી રહી કાર્ય કરવા માટે આહ્વાન કર્યું... સાથે સાથે હાલ માં ફેલાયેલ રોગ હેળભેળમાં તાકીયા પદ્ધતિથી કાર્યક્રમના આયોજન થઈ રહ્યું છે એના થી સમજદારી પૂર્વક દૂર રહેવું પડશે એની તકેદારી રાખવાની આપણા સૌની જવાબદારીમાં આવે છે.

અંતમાં મંત્રી વિનોદભાઈ ભગતએ આભારવિધિ સાથે રાષ્ટ્રગાન સાથે સભા પુર્ણ જાહેર કરવામાં આવેલ.




અહેવાલઃ-
ડોક્ટર વિઠ્ઠલભાઈ ભાવાણી.
જશવંતભાઈ સુરાણી

# સમાજના વિકાસ માટે પરિવર્તન જરૂરી છે

કોઈએ કહ્યું છે તેમ "ખૂબ કૌશલ્ય હોય, આવડત હોય, સેવા નો ખુબ સમય આપ્યો હોય, અનેક ચાહતા હોય પણ વૃદ્ધત્વ આવે ત્યારે એવા વિચાર જરૂર કરવા જોઈએ કે મારી ઉંમરે હું જોડાયેલ હતા તેવી ઉંમરના ખૂબ સારા કામ કરી શકે છે, અને તેવા ને તૈયાર કરી જવાબદારીઓ પદભાર સુપરત કરવાનું પણ એક મજબૂત કર્તવ્ય નિભાવવું એક આદર્શ નેતાના ગુણ માં આવે.."

બીજું કહેવાય છે "સતત એક પદ પર નેતૃત્વ કરતા રહેવું એટલે સહજ રીતે અભિમાન નો ગુણ પણ વિકાસ પામે છે જે આપણે કહીએ કે નાં કહીએ કે નાં સ્વીકારીએ પણ તે આપણી વાણી અને વર્તનમાં માંથી છલકે છે.." ખૂબ સારા કામ કરેલ હોય ને ખૂબ સારી કીર્તિ પણ હોય પણ જો સમયસર પદાધિકારી ની નિમણુક કરીને બીજાને તેવીજ તક આપવાથી સંસ્થાન નું ભલું જ થયા છે. ઉત્તમ કોટી નાં વ્યક્તિ ને સમજણ માં આવે તેને પછી રાજીનામા આપવાનો કુદરત અવસર આપે છે..

જે સામાજિક સભામાં વડીલશ્રી હંસરાજભાઇ ધોળુંનાં અનુભવની વાણી સંભળાવવાનો. લહાવો મળતો જે સહુને ગમતો કેમકે તેમની ૨૨ વર્ષ ની ઉમરથી તેઓ સામાજીક સેવા કાર્ય માં જોડાયેલ છે. એમનો મોટા ભાગનો પરીવાર સતપંથ માં માનવા વાળા આજે પણ છે. તેવી વિટંબણા વચે પણ તેઓ સનાતની ચળવળ અને જાગૃતિ માટે પોતાની નિર્ભયતા અને સત્ય સનાતન નાં અભિગમ ને ગૌરવ થી વાગોળે છે અને દ્રષ્ટાંત પણ આપે છે.. તેઓ નું કાર્ય કુનેહ અને વહીવટ બાબતે તેઓ સર્વ ગુણ સંપન્ન છે. તેઓ દ્વારા સતપંથ નાં નેતૃત્વ દ્વારા અનેક વાર દાન આપવામાં ઉત્સાહ દર્શાવ્યો પણ તેઓએ તેને નકારી ને કહ્યું જ છે સનાતની થાવ તો જ દાન લેશું. આવા અભિગમ નાં હિમાયતી એવા હંસરાજભાઇ અનુભવી અને સનાતન ચળવળ નાં ક્રાંતિકારી યુવા થી વડીલ સુધીની તેમની સામાજીક સનાતની યાત્રા રહી છે... તેઓને યુવાઓ તરફથી અનેક વાર જણાવ્યું છે કે આપ કેન્દ્રીય સમાજના પ્રમુખનો તાજ પણ નિભાવો અને સમાજ ની વિટંબણા જે સતપંથ માં માનવાવાળા પરીવાર સાથે છે તે ખૂબ મોટું કાર્ય કરતા આપે જોયું છે અને તે માટે આપ સક્ષમ છો તો જરૂર પાર પડે એમ છે. વિશેષ માં એ પણ જણાવેલ કે નખત્રાણા વિસ્તાર નાં પ્રમુખ બન્યા છે તો આપ માંડવી વિસ્તાર નાં બનો પણ તેઓએ ત્યારે પણ નાં પાડી હતી. તેઓ દ્વારા હાલ માં માંડવી હોસ્ટેલ નો ચુકાદો પણ સ્પષ્ટ રીતે આપ્યો છે પણ તે ચુકાદો પાળવામાં કે તેનો અમલ કરવામાં પોતે આપેલા ચુકાદા માટે તેઓ હાલ વિમુખ રહીને પ્રવુતિ કરી રહ્યા છે તેવા વાણી અને વર્તન ની અસર ખૂબ સામાજીક સંગઠન ને નુકશાન પણ થયું છે..

ગત રોજ અબજીભાઇ કાનાણી નાં પ્રૂમુખ પદે કેન્દ્રીય શ્રીસમાજ કારોબારી સભા નું આયોજન થયું.. જેમાં સામાજીક એજન્ડા મુજબ ની અનેક કાર્ય અને આગામી સમય માં આવનાર જનરલ સભા અને તેમાં પુનઃ ઝોન સમાજ કારોબારી ગઠન તેમજ કેન્દ્રીય સમાજની પણ કારોબારી પ્રમુખ અબજીભાઇ કાનાણી નાં પ્રમુખ પદે થશે ત્યાર બાદ પુનઃ સામાજિક પરંપરાગત ગઠન થશે. નિર્વિવાદ અને સરળ તેમજ સાદગી સનાતની ઊર્જાવાન પ્રમુખ અબજીભાઇ નેં ફરી પણ આ જવાબદારી તંદુરસ્ત સાથે નિભાવવા અનુરોધ છે પણ તેમનો આગ્રહ છે કે બે સમયકાળ આદરણીય સ્વર્ગીય ગંગારામભાઈ સાંખલા બાદ તેના અધૂરા કાર્ય પૂર્ણ કરવાની જવાબદારી નિભાવી છે હવે એ બીજા નિભાવે તેવી શુભેચ્છા તેઓ પાઠવે છે..

કાર્યવાહી નાં અન્ય મુદ્દાઓ માં ખાસ વિદ્યાર્થી ની વર્તમાન સમય ની જરૂરિયાત અમદાવાદ માં અને ભુજ માં હોસ્ટેલ બાબતે ચર્ચાઓ કરવામાં આવી અને તેના થયેલ કાર્ય ની સમીક્ષા કરવામાં આવી..

વાઢાય સંસ્થા અને લક્ષ્મીનારાયણ સંસ્થા નું નિર્માણ જ સનાતની સમાજ ના વિકાસ અને તેની પરંપરા ઉજાગર કરવાની હોય ને આદરણીય સંત તેમજ સમાજના જેતે સમય નાં અગ્રણીઓ એટલે કે કેન્દ્રીય સંગઠન નાં મજબૂત ઇશારે અને મૂળ અભિગમ સનાતન એકતા કાજે થયેલ છે. વહીવટ અને વિકાસ તેને સ્વતંત્ર ધાર્મિક સંસ્થા ઊભી કરી ગોઠવણી કેન્દ્રીય નેતૃત્વ દ્વારા જ કે કરવામાં આવેલ છે.. આમ છતાં છેલા કેટલાક સમય થી વહીવટ માં સતત તે સંકુલ માં નેતૃત્વ કરતા ને સફળતા નો અતિ ઉત્સાહ કે અતિ જશ કે અતિશયોક્તિ નાં કારણે કેન્દ્રીય સમાજ સાથે જેમ આરએસએસ માં સંગઠન નાં અનેક પ્રકલ્પ છે પણ તેઓ મૂળ ને આધારિત છે તેના બદલે કેટલાક નિવેદન બને સંસ્થામાં હંસરાજભાઇ ધોળું નાં કારણે બદલાયેલ માહોલ અને ક્યાંક ક્યાંક સંઘર્ષ થવા લાગ્યો હોય તેવું વાતાવરણ જાણવા લાગ્યું હતું.. આ કારણે આમ જનતા તેમજ ત્રણ નાં લીડરનાં સંકલનની અસર નાના સંગઠન માં પાડવા લાગી હતી જે બંધ કરવા અને નેતૃત્વ માં ફેરફાર કરી સંકલન થાય તેવું વાતાવરણ કરી પુનઃ પ્રાપ્ત કરવા માટે પરિવર્તન અનિવાર્ય બાબત છે .

આથી કોઈને કાઢી મૂકવાની વાત નથી પણ સદભાવના સાથે એકતા અને અખંડિતતા કાજે કરવા જરૂરી સંકલન કરવામાં હંસરાજભાઇનું વલણ અવિવેકી અને કેન્દ્રીય સમાજની અવહેલના થતી હોય તેવું જણાતું હતું..

કેન્દ્રીય સમાજ દ્વારા સંકલન કરતા તેઓ વધુ અભિમાની થઈ ને સમાજ નાં પ્રમુખની પણ ગૌરવ જાળવતા નાં હોય એવું જણાઈ રહ્યું છે કે હવે હંસરાજભાઇ ની ઉમર ની અસર આવી રહી છે જેથી તેઓ દ્વારા પોતાના ગૌરવ કાજે પણ રાજીનામું આપે તેવું સહુ કાર્યકર્તાઓને જણાવ્યું..

આમાં ભુજ ઝોન સમાજ નાં પ્રમુખશ્રી ઇશ્વરભાઇ ભાવાણી સાથે ઉમિયા માતાજી સંસ્થાન અને કેન્દ્રીય સમાજ તેમજ લક્ષ્મીનારાયણ સંસ્થાન નાં વડા, ટ્રસ્ટીઓ સલાહકારો વચે શ્રીસમાજ દ્વારા સંકલન કરી સરળ ઉપાય કે હંસરાજભાઇ ધોળું દ્વારા રાજીનામું લેખિત માં આપવામાં આવે તેનો ઉપાય કરવામાં આવેલ.. હંસરાજભાઇ ધોળું પણ કોઠાસૂઝ ધરાવતા હોય છે પણ શ્રીસમાજ ના હીત માં પોતાના રાજીનામા અપાવાંથી સનાતન સંગઠન મજબૂત બને તેવા ઇરાદા સાથે સંસ્થાન નાં મહામંત્રી બાબુભાઈ ચોપડા ને લેખીત માં બિનશરતી રાજીનામું આપી દેવામાં આવેલ છે. જે માહિતી આં સભા માં ઉપસ્થિત રહેલ બને સંસ્થા કે ત્રણેય સંસ્થામાં સક્રિય એવા ભુજ ઝોન સમાજ ના પ્રમુખ ઈશ્વરભાઈ ભાવાણી, કે.વી.પાટીદાર, રમેશભાઇ પોકાર, મોહનભાઇ રામજીયાણી ડો.પ્રેમજીભાઈ ગોંગારી, મણીલાલ બિદડા તેમજ પ્રવીણભાઈ ધોળું અને જેવા સંનિષ્ઠ કાર્યકરોની કારોબારી સાથે રહી રાજીનામું આપવાની પ્રક્રિયા પૂર્ણ થઈ હોય અને સમાજ ના સંગઠનમાં જરા પણ વૈચારિક ભાગલા પણ નાં પડે તેવા અભિગમ અને લાગણી સાથે કારોબારી સભામાં જાહેરાત ભુજ ઝોન પ્રમુખ દ્વારા કરવામાં આવેલ..

આથી આ સભા માં એક સંકલન ને વ્યવસ્થા માં સમજણ નો સેતુ બાંધી ને વિવાદ પણ પૂર્ણ થયેલ છે..

સભામાં ઉપસ્થિતિ સહુ કોઈનો આભાર વ્યક્ત કરવામાં આવેલ અને સહુ ભોજન પ્રસાદ મેળવી છૂટા પડ્યા હતા.

સનાતન ધર્મ પત્રિકા કન્વીનર
ડોકટર વિઠ્ઠલભાઇ ભાવાણી

કચ્છ કડવા પાટીદાર સમાજે સેવા, સંગઠન, સાહસ ના સથવારે અને પ્રેમ, પ્રમાણિકતા, પરિશ્રમ અને પરહિત ના પગથારે દેશમાં જ્ઞાતિજનો ના ગૌરવ રૂપ સંસ્કાર નો વારસો અકબંધ રાખ્યો છે,,, આદર્શ સમાજ વ્યવસ્થાની હિમાયત કરી છે. આપણાં ભાઈ બહેનો દેશના ખૂણે-ખૂણે વસતાં હોવા છતાં શ્રીસમાજ ની છત્રછાયા નીચે રહી આ અમુલ્ય વારસાને જાળવી અન્ય જ્ઞાતિની સમાજો માં અનેરી શાખ ઉભી કરી છે.

વર્તમાન સમય માં કેન્દ્રીય સમાજ સાથે ઝોન સમાજો સાથે સાથે ભારતના ખૂણે ખૂણે સ્થાપિત નાની મોટી સમાજો મહિલા મંડળો તથા યુવા મંડળો પણ જ્ઞાતિજનો ને પ્રગતિ ના પંથે લઇ જવા તથા ભવિષ્ય માટે વધુ શ્રેષ્ઠ સમાજ નિર્માણ કરવા પ્રયત્નશીલ છે.

શ્રીસમાજના વર્તમાન હાલ ચાલ આપણા મુખપત્ર સનાતન ધર્મ પત્રિકા ના દૈનિક તથા માસિક પ્રકાશનો દ્વારા આપ સુધી પહોંચાડવા પ્રયત્ન કરવામાં આવી રહ્યા છે જે કદાચ આપના સુધી ન પહોંચતા હોય. શ્રી સમાજ, ઝોન સમાજો, મહિલા સંઘ તથા યુવા સંઘ ની વર્તમાન ગતિ વિધિઓ થી માહિતગાર રહેવા જરૂરી છે શ્રીસમાજ ના મુખ પત્ર સનાતન ધર્મ પત્રિકા નું આજીવન અનુદાન આપી સભ્ય બની સહ્યોગ આપવાની.

શ્રીસમાજ નો ઉદેશ્ય છે શ્રી સમાજનુ મુખ પત્ર સમાજ જનો ના ઘરે ઘરે પહોંચે. જો આપ શ્રીસમાજની આ યોજના સાથે ના જોડાયેલ હોય તો નીચે આપેલી માહિતી મોકલી શ્રી સમાજ ના મુખ્ય કાર્યાલય નો સંપર્ક કરી જોડાવા વિનંતી અથવા આપના વિસ્તારના પ્રતિનિધિઓનો સંપર્ક કરવા વિનંતી...

**જરૂરી માહિતી :-**

S.D.P.

New Life member.

Rs. 1000/-

Zone :-

Samaj:-.

Date:-

Name:-

Address:-

Pin code:-

Mobile::-

R/P:- (લવાજમ લેનારનું નામ)

અને

Mobile:-

આટલી માહિતી નરોડા કાર્યાલયના સરનામે અથવા વોટ્સએપ પર મોકલી આપો.

Address:-

SANATAN DHARAM PATRIKA.

Office:- 501-504, Fifth Floor.

Naroda Business HUB Complex.

Naroda -Dehgam Road.

Near S. P. Ring Road, Naroda.

Ahmedabad -380330.

Mobile no :-78018 77774.

**આર્થિક વ્યવહાર માટે:-**

SHREE AKHIL BHARATIYA KUTCH KADAVA PATIDAR SAMAJ.

HDFC BANK.

BRANCH NAKHATANA.

A,/C No. 50100224236385

IFSC code HDFC 0003037.

**નોંધ:-**

નાણાંકીય વ્યવહાર કર્યો પછી બેન્ક રસીદ નું ફોટુ કાર્યાલય ના મોબાઈલ 7801877774 ઉપર વોટ્સએપ કરવા વિનંતી...

અ ભા ક ક પા સમાજ.

પ્રચાર પ્રસાર સમિતિ.




## આવો આપણે સૌ સાથે મળીને સનાતન ધર્મ પત્રિકા ને ઉંચાઈએ લાવીએ

શ્રીસમાજની કારોબારી મિટિંગમાં કહેવામાં આવ્યું કે પ્રચાર પ્રસાર સમિતિ વરસે દહાડે સાડા ચાર લાખ ની ખોટ કરે છે...

**આ અંગે ના કારણો:-**

1. શ્રી સમાજ ના નરોડા કાર્યાલયના સ્ટાફની કમી કરી તેના જવાબદારી માં આવતા મોટા ભાગના કાર્યો પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા કરવામાં આવી રહ્યા છે. આ રકમ ૧૮૦૦૦/- માસિક લેખે એક વર્ષ ના બે લાખ જેટલા થાય.

2. શ્રી સમાજ નું મુખ પત્ર હોતા શ્રી સમાજનો અવાજ, યુવા સંઘની કલમે, મહિલા સંઘનો નાદ તથા શ્રીસમાજ ના સરક્યુલરો, અન્ય સમાચારો વગેરેને વિશેષ સ્થાન આપવામાં આવે છે. આમ જોવા જઈએ તો દરેક અંક માં ઝોનના, રિજિયન વગેરે સિવાય પણ અર્ધું પેપર સમાજ ને સમર્પિત હોય છે જે નું કોઈ પણ ચાર્જ હોતું નથી.

3 . વર્તમાન સમિતિને જ્યારે વહિવટી જવાબદારી સોંપવામાં આવી ત્યારે યોગાનુયોગ કોરોના મહામારી આવી તથા અંકનું પ્રકાશન બંધ રાખવાની ફરજ પડી. તે સમયે પત્રિકા માં આવતી બધીજ પ્રકારની જાહેરાતો, કોરોના મહામારી કાબુમાં આવી પછી પ્રકાશન તથા પોસ્ટની કામગીરી ચાલુ થતાં પત્રિકા શરૂ થઈ પરંતુ જાહેરાતો ફરી ચાલુ ના થઈ જેના થકી આર્થિક બોજો વધ્યો. એકમાત્ર દિવાળી અંકમાં શુભેચ્છા જાહેરાતો સીવાય ચાર જ દાતાઓની જાહેરાતો (બધી મળીને બે પેજ) ચાલુ રહી જેમને ધન્યવાદ આપવા ઘટે.

4. નવેસરથી જાહેરાતો મેળવવા સમિતિના સભ્યો દ્વારા પ્રયાસ કર્યો પણ ગમે તે કારણે સફળતા નથી મળી.

5. આજીવન સભ્યનું અનુદાન મેળવવા પણ મિડિયા ના માધ્યમથી, ડાયસ પરથી, નાની મોટી સમાજોના કાર્યક્રમમાં પણ રૂબરૂ મુલાકાત સાથે સંપર્ક કરી સ્થાનિક આગેવાનોને ને ભલામણ કરવામાં આવી પરંતુ પરિણામ મળ્યું નથી.

6. રાયપુર મુકામે શ્રી સમાજ ની કારોબારી સભામાં શ્રી સમાજ ના પ્રમુખશ્રી, મહામંત્રી શ્રી દ્વારા ઉપસ્થિત ઝોન, રિજીયનોના મહિલા સંઘ સહિતના પ્રતિનિધિઓને ભલામણ કરવામાં આવી તથા જો આપ સૌનો સહયોગ નહીં મળે તો પત્રિકા બંધ કરવા વિચારણા કરવામાં આવશે. આવી સૂચના પછી પણ પરિણામ શૂન્ય છે...

7.હવે છેલ્લે નખત્રાણા ખાતે ની કારોબારીની બેઠકમાં પણ પ્રમુખશ્રી/ મહામંત્રી શ્રી દ્વારા એજ સૂચના ને રીપીટ કરવામાં આવી તથા મહિલા સંઘના હોદ્દેદારો ને પત્રિકા ઘર ઘર પહોંચાડવાની જવાબદારી સોંપવામાં આવી.....

મહિલા સંઘના હોદ્દેદારો તરફથી પોતાના ઉદ્બોધનમાં પ્રત્યુતરો સારા મળ્યા છે...

પરિણામ આગામી સામાન્ય સભા માં જોવા મળશે....

8. બધોજ દોષ આમ સભાસદો ને ન આપતાં વર્તમાન ટીમ પણ પોતાની જવાબદારીઓ નિભાવવામાં કાચી પડી છે, જરૂરી પ્રવાસ કરી લોક સંપર્ક કરવા પ્રયત્નો થયા નથી, એ સ્વીકારવું રહ્યું.

આવાં નાનાં મોટાં કારણો બીજા પણ હશે પરંતુ શ્રી સમાજના મુખપત્ર ને બંધ કરવું એ મારા મતે યોગ્ય તો નથી જ. પરિવર્તન તથા સામુહિક પ્રયત્નો થકી બધા હલ લાવવા જોઈએ.

એક દાયકા જેટલી મઝલ વિતાવી જે વિકાસ માટે પૂરતો સમય કહેવાય માટે ખોટ તો ના થવી જોઈએ એ પણ મહત્વ ની બાબત છે. સાથે સાથે આપણે સૌ એ પ્રમાણસર પ્રયાસ કર્યો નથી એ પણ એટલું જ સાચું છે. આવી નાની નાની વાતો ને કેન્દ્રીય સમાજની મિટિંગમાં ડાયસ પરથી કહેવામાં આવે એ આપણે સૌએ જવાબદારી નિભાવી નથી, આપણી નિષ્ક્રિયતા દર્શાવે છે.

ખૈર જાગ્યા ત્યારથી સવાર, એક હજાર જેટલી મામૂલી રકમ નું અનુદાન આપી આજીવન સભ્યપદ મેળવવા આપણે સૌ કટીબદ્ધ થશું તો ઉપરની બધી સમસ્યાઓનો અંત આવી જશે તથા પત્રિકા પગભર બની જશે. જરૂરિયાત મુજબ જાહેરાતો થી ઉપાર્જન કરી શકાશે...

શ્રીસમાજ, ઝોન, રિજીયન, ઘટક સમાજો તથા તેના યુવા મંડળો, મહિલા મંડળો વગેરેના દરેક સભ્યો, પરિવાર ના વડા, સૌને ખાસ વિનંતી કરવામાં આવે છે કે આપના વિસ્તારના પ્રતિનિધિઓનો સંપર્ક કરી આજીવન અનુદાન મેળવી લેશો, અથવા જ્યારે આગામી સામાન્ય સભામાં આપ પધારો ત્યારે સનાતન ધર્મ પત્રિકા ના કાઉન્ટર ની અચૂક મુલાકાત લઈ સભ્ય પદ મેળવી પત્રિકા ના વિકાસ યજ્ઞ માં સહયોગ આપશો એજ વિનંતી સાથે...

જરૂરી માહિતી-માર્ગદર્શન માટે સનાતન ધર્મ પત્રિકા ના કાર્યાલયના નંબર પર સંપર્ક કરી શકો છો....

અસ્તુ....

લી. કાન્તિલાલ વાલજીભાઈ રામાણી.

**જીયા છાભૈયા**
**SSC. માં 96.20%**



હાલે મુંબઈ, કચ્છ ગામ કોટડા (જડોદર) કિંજલબેન ચંદ્રકાંતભાઈ છાભૈયાની સુપુત્રી શાન્તાબેન કાંતિલાલ છાભૈયાની પૌત્રી મીનાબેન ઘનશ્યામભાઈ છાભૈયાની ભત્રીજી



## સનાતન મેડીકોઝ

ડૉ.વિપુલભાઈ છાભૈયા – નરોડા,અમદાવાદ.

# વેકેશન રજાઓ પછી તમારા બાળકને શાળાએ પાછા મોકલવા માટે ના સલાહ અને સૂચનો

વેકેશન પૂરું થયું. બાળકો માટે, તેમની બેગ પેક કરવાનો અને શાળાએ પાછા જવા માટે તૈયાર થવાનો આ સમય છે. રજાના મૂડમાંથી શાળાની વ્યસ્ત દિનચર્યામાં આ બદલાવ જીવનશૈલીમાં પરિવર્તન જેવું છે. તે કોઈપણ વ્યક્તિ માટે મુશ્કેલ છે, ખાસ કરીને બાળક માટે. બાળકોને શાળા અને શૈક્ષણિક જીવનમાં સરળ બદલાવ માટે માર્ગદર્શન આપવું એ માતાપિતા માટે પ્રાથમિક ધ્યાન હોવું જોઈએ. કઠોર અથવા કડક બનવું એ બાળકો માટે વિકલ્પ નથી અને તે તેમને માનસિક રીતે નુકસાન પહોંચાડી શકે છે.

ઘણા બાળકોને તેમના શાળાના વર્ષોમાં કોઈક સમયે કેટલીક પડકારજનક સામાજિક અને શૈક્ષણિક શીખવાની સમસ્યાઓ થવાની સંભાવના હોય છે. કોઈપણ બાળક રજાઓ પછી શાળાએ પાછા ફરવા માટે એડજસ્ટ થવા માટે સંઘર્ષ કરી શકે છે.

આ ઉનાળાની રજાઓ અથવા કોઈપણ વિસ્તૃત વેકેશન પછી બાળકો માટે સરળ બદલાવ અને તેનો સામનો કરવા માટેની ટિપ્સમાં તપાસ કરીએ તે પહેલાં, ચાલો સમજીએ કે શું આ બદલાવ એટલો મુશ્કેલ છે.

**તમારા બાળકને સમજવું:**

કોઈપણ બદલાવ, પછી ભલે તે હોર્મોનલ હોય કે જીવનશૈલી સંબંધિત, બાળક પર મોટી અસર કરી શકે છે અને તેને તેમના અભ્યાસમાં પાછા ફરવા માટે સંભવતઃ પડકારરૂપ છે. કેટલાક બાળકો રજાઓ પછી પાછા શાળાએ પાછા ફરવા માટે સંતુલિત થવા માટે સંઘર્ષ કરી શકે છે કારણ કે તેઓ થાકેલા છે અને પૂરતી ઊંઘ નથી મેળવી શકતા.

વધુમાં, પ્રકાશ, અવાજો અને અન્ય વિદ્યાર્થીઓના સંપર્ક થી કેટલાક બાળકો માટે જબરજસ્તી હોઈ શકે છે.

બાળકો ઘરથી દૂર હોય ત્યારે અસુરક્ષિત અનુભવી શકે છે, ખાસ કરીને નાના બાળકો, કારણ કે જ્યારે તમે અલગ હોવ ત્યારે તેઓ તમારા અથવા પોતાના વિશે ચિંતા કરે છે. મુશ્કેલી ટાળવા અને તમારા બાળકને ખુશીથી શાળાએ પાછા મોકલવા માટે, નીચેની ટીપ્સ અને યુક્તિઓ અજમાવી જુઓ.

તમારા બાળકોને શાળાના ક્ષેત્રમાં પાછા લાવવા માટે ટીપ્સ:

***રૂટિન સેટ કરવું***

આપણે જાણીએ છીએ કે જ્યારે કોઈ વ્યક્તિ સફળતાપૂર્વક તેમના દિવસ માટે એક પેટર્ન સેટ કરે છે ત્યારે કેવી રીતે પ્રેરિત લાગે છે. તે આનંદ લાવે છે અને મનને સર્વત્ર અવ્યવસ્થિત થવાથી અટકાવે છે. તમે તમારા બાળકને સ્કૂલ મોડ પર પાછા લાવવા માટે સમાન વ્યૂહરચના લાગુ કરી શકો છો. ખાતરી કરો કે તમે જે રૂટિન ડિઝાઇન કરો છો તે વ્યવહારુ અને પ્રાપ્ત કરી શકાય તેવું છે. ધીમે ધીમે લો; બીજમાંથી બીજે દિવસે ઝાડ બનવાની તમે અપેક્ષા રાખી શકતા નથી.

**સ્વસ્થ ઊંઘની આદતો -**

5 થી 13 વર્ષની વયના બાળકો માટે લગભગ 9-11 કલાક અને 14 થી 17 વર્ષની વયના બાળકો માટે 8 થી 10 કલાક.

અઠવાડિયામાં ત્રણ વખત મધ્યમથી ઉત્સાહી શારીરિક પ્રવૃત્તિ માટે દરરોજ લગભગ એક કલાક વ્યાયામ કરો.

પાછલા અઠવાડિયા દરમિયાન આહાર વેકેશન મોડમાં હોવાથી વિક્ષેપ પેદા કરી શકે છે.

**તમારી શાળાના દિવસોની વાર્તા શેર કરો:**

વાર્તાઓની જેવું કંઈપણ પ્રેરણા આપતું નથી, ખાસ કરીને જ્યારે કહેનાર જાણીતો વ્યક્તિ હોય. બાળકોને વાર્તાઓ સાંભળવી ગમે છે. તમે તમારા બાળકને શાળાએ પાછા જવા માટે પ્રોત્સાહિત કરવા માટે તમારી શાળાની ઘટનાઓ, રમુજી વાર્તાઓ, શાળાએ જતા બાળક તરીકેનો તમારો સંઘર્ષ અને વધુ શેર કરી શકો છો. તમે તેમનું ધ્યાન ફરીથી શાળાની દુનિયા તરફ ખેંચી શકો તે આ શ્રેષ્ઠ માર્ગ છે.

**શાળામાં પાછા ફરવાની ચર્ચા કરો:**

મોટાભાગના બાળકો શાળાને લગતી અમુક માત્રામાં તણાવ અથવા ચિંતાનો અનુભવ કરે છે. સીધા મુદ્દાઓને સંબોધિત કરીને તેમને શું તકલીફ થાય છે તે શોધો.

તમારા બાળકને ખાતરી આપો કે તેમની લાગણીઓ સામાન્ય છે અને તેમના નવા વાતાવરણમાં અનુકૂલન કર્યા પછી કદાચ તેમના પર કાબુ મેળવશે.

ગંભીર બાબતો અને જોખમોને ઓળખવામાં મદદ કરી શકે છે. જો તમારું બાળક હજુ પણ રસ ધરાવતું નથી અને અંધકારમય લાગે છે, તો શાળામાં શું ચાલી રહ્યું છે તે જુઓ. દાદાગીરી જેવી ઘટનાઓ પણ તમારું બાળક શાળા છોડવાનું કારણ બની શકે છે. તેના વિશે જાણવા માટે તેમના વર્ગ શિક્ષકો સાથે તપાસ કરો. સાથે મળીને, સપોર્ટ પ્લાન વિકસાવો.



**સબંધ ની ભાવનાને પ્રોત્સાહન આપવું:**

કહેવાય છે કે શાળા એ બીજું ઘર છે. તેમને સંબંધ અને સ્વીકૃતિની આ લાગણીની યાદ અપાવો. શાળાના વાતાવરણ વિશે વાત કરો માતા પિતા પોતાના બાળકોને તેના વિશે વધુ અનુકૂળ અભિપ્રાય રાખો અને પ્રોત્સાહિત કરો

વધુમાં, તમારા બાળકના શિક્ષણમાં રસ લો અને બૌદ્ધિક અને સામાજિક બંને રીતે મદદ કરવા માટે સુલભ બનો. શાળા એ જીવન કૌશલ્યો અને શિક્ષણશાસ્ત્ર બંને શીખવા માટેની જગ્યા છે. અને જો તેઓ પર્યાપ્ત સ્વીકાર્ય ન લાગે તો આ પગલાં લો

પૂછપરછ કરો

બાળકો અને કિશોરોને આગામી ટર્મ વિશે પૂછપરછ કરવા પ્રોત્સાહિત કરો. બરાબર શું બદલાશે ? શાળાઓ વારંવાર બદલાવની માહિતી પ્રદાન પ્રદાન કરો. જો તેઓ પાસે પહેલાથી ન હોય તો તેઓ કોઈ રીતે માહિતી મેળવો, કેમ તે જોવા માટે શાળાનો સંપર્ક કરવો તે યોગ્ય છે.

બેક-ટુ-સ્કૂલના ડરને સરળ બનાવવા માટે સમગ્ર શૈક્ષણિક વર્ષ દરમિયાન નિયમિત ચર્ચાના સમયાંતરે કરો. એવું વાતાવરણ પૂરું પાડો જ્યાં બાળકો તમારા વિચારો વિશે તમારી સાથે વાત કરવામાં આરામદાયક અનુભવે; આ તેમને શાળા જીવનના અનિવાર્ય ઉતાર-ચઢાવમાં મદદ કરશે.

તમારી સૂવાના સમયની દિનચર્યા સેટ કરોઃ તમે કદાચ આ પરિબળ સરળતાથી ચૂકી ગયા હશો. જો કે આપણે અત્યાર સુધી ચર્ચા કરેલી બાબતોમાં આ સૌથી જટિલ લાગે છે, પરંતુ સત્ય એ છે કે મોટાભાગના વિદ્યાર્થીઓ શાળાએ જવાનું પસંદ નથી કરતા કારણ કે તે તેમને નિંદ્રા અથવા સુસ્તી અનુભવે છે.

તમારા બાળક માટે સૂવાના સમયની દિનચર્યાનો અમલ કરવો મહત્વપૂર્ણ છે. તમારું બાળક શાળામાં પાછું આવે તે પહેલાં, ઊંઘની નિયમિતતા કેળવો. શ્રેષ્ઠ પ્રદર્શન માટે, બાળકોને દરરોજ રાત્રે આઠ કલાકથી ઓછી ઊંઘ ન લેવી જોઈએ. આનાથી તેઓને શાળા માટે વહેલા ઉઠવામાં ખૂબ મદદ મળશે.

**નિયત શાળાના કાર્ય પર તમારા બાળકના પ્રદર્શનનો ધ્યાન રાખોઃ**

ઉનાળાની રજાઓ પછી સમગ્ર પરિવાર આનંદ માણી શકે છે અને આવનારા ફેરફારો માટે તૈયારી કરી શકે છે. 'બેક ટુ સ્કૂલ' પરંપરા બનાવવી એ વધુ સારું છે જ્યાં પરિવારના તમામ સભ્યો બાળકને પ્રોત્સાહિત કરવામાં અને પ્રેરણા આપવા માટે ભાગ લે. છેવટે, શિક્ષણ એ ભવિષ્યનો પાસપોર્ટ છે.

## અભિનંદન!

**ઋષિ કુમાર પ્રવીણભાઈ બાથાણી**



હાલે- કાલોલ, જી-પંચમહાલ,
કચ્છ ગામ - કોટડા જડોદર
અંબિકા સોમીલ વાળા લક્ષ્મીબેન રતિલાલભાઈ બાથાણીના પૌત્ર અને ગીતાબેન પ્રવીણભાઈ બાથાણીના સુપુત્ર ગુજરાત ટેકનોલોજીકલ યુનિવર્સિટી અમદાવાદ ખાતે બેચલર ઓફ આર્કિટેક્ચર, ફર્સ્ટ ક્લાસ, ૭૯.૧૦ ટકા સાથે પાસ કરેલ છે તે બદલ ખુબ ખુબ અભિનંદન!!

# શ્રી લક્ષ્મીનારાયણ પાટીદાર સનાતન સમાજ નાગલપર, સુવર્ણ જયંતી મહોત્સવ, તારીખ 11, 12, 13, 14 મે 2024

શ્રી લક્ષ્મીનારાયણ સનાતન સમાજ નાગલપર તારીખ 0-3-09-20123 ના સમાજના પ્રમુખ શ્રી હરિભાઈ નારણ ધોળુ ના અધ્યક્ષ સ્થાને સામાન્ય સભા મળેલ જેમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ મંદિરને 50 વર્ષ પૂર્ણ થતાં સુવર્ણ જયંતી મહોત્સવ ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું. 25 સભ્યોની આયોજન સમિતિની રચના કરવામાં આવી જેના ચેરમેન શ્રી કાંતિભાઈ ગોપાલ છાભૈયા રત્નાગીરી, વાઇસ ચેરમેન શ્રી રતનશીભાઈ જીવરાજભાઇ મડગામ (ગોવા) અને શ્રી મોહનભાઈ હરિભાઈ ધોળુ પેટલાદ અને મહોત્સવના મહામંત્રી શ્રી પ્રવીણભાઈ નારણભાઈ ધોળું નાગલપરની નિમણૂક કરવામાં આવી.

તા. 11-05-2024, શનિવાર પ્રથમ દિવસે સવારના શોભા યાત્રા, બપોર બાદ ચડાવા (ઉછામણી)

તા. 12-05-2024, રવિવાર બીજા દિવસે સવારના ધર્મ સભા બપોર બાદ સામાજીક સભા અને રાત્રે સાંસ્કૃતિક કાર્યક્રમ રાખવો.

તા. 13-05-2024 સોમવાર ત્રીજા દિવસે સવારના મહિલા મંડળ નો રજતજયંતિ મહોત્સવ, બપોર બાદ નીયાણીઓના સન્માન અને રાત્રે લોકડાયરો.

તા. 14-05-2024 મંગળવારના ચોથા દિવસે સવારના વડીલ વંદના, તથા બપોર બાદ દાતાશ્રીઓ તથા વિવિધ સમિતિઓના સન્માન અને રાત્રે મહારાસ(દાંડીયા) બાદ કાર્યક્રમ ની પૂર્ણાહુતિ.

આમંત્રણ પત્રિકા સાથે તા.02-02-2024ના નાગલપર સમાજ ના ભારત ભરમાં 7 ઝોન, કોંકણ, ગોવા, તેલંગાણા- આંધ્ર, વિદર્ભ, છ.ગ.- બંગાળ, ગુજરાત અને કચ્છ ઝોન માં વસતા પરિવારોને સંપર્ક યાત્રા દરમ્યાન મહોત્સવ બાબતની સંપૂર્ણ માહિતી સાથે આગોતરા આમંત્રણ પત્રિકા અર્પણ કરેલ.

ટીમ દ્વારા 15 દિવસ ની સંપર્ક યાત્રા પૂર્ણ કર્યા બાદ મિટિંગનો દોર ચાલુ રહ્યો જેમાં આયોજન દરમ્યાન જરૂરી મુદ્દાઓ ની ચર્ચા કરી નિયમો નક્કી કરવામાં આવ્યા.

1, સમાજના પૂર્વ પ્રમુખો મંત્રીઓનાં સન્માન કરવા.

2, તારીખ 13-05-2024 ના દેવસર જિંદાય અને નાગલપર ગ્રામ પંચાયતના ત્રણે ગામનું સામુહ ભોજન રાખવું.

3, ગાયોને ચારો પક્ષીઓને ચણ અને કૂતરાઓને ભોજન



આપવું.

4, વસ્તી ગણતરી અને નિયાણીઓના ફોર્મ ની યાદી તૈયાર કરવી.

5, દાતાશ્રીઓના સન્માન કરવા.

6, 45 ચડાવવા નક્કી કરવામાં આવ્યા.




7, તારીખ 12-05-2024 થી 13-05-2024 ના બપોર સુધી વિષ્ણુયાગ યજ્ઞ કરવો.

8, 30 સમિતિઓની રચના કરવામાં આવી.

9, નીયાણીઓના સહ્યોગીદાતા ની રકમ નક્કી કરવામાં આવી.



10, વિષ્ણુયાગ યજ્ઞના સહ્યોગી દાતા ની રકમ નક્કી કરવામાં આવી.

11, 65 વર્ષથી ઉપરના વડીલોના સન્માન કરવા.

પૂર્વે તૈયારી ના ભાગ રૂપે યુવક મંડળ અને મહિલા મંડળ દ્વારા સંપૂર્ણ ગામ માં સફાઈ કરવામાં આવી, દીવાલોમાં કલર અને ઝાડો ના થડમાં તિરંગા કલર કરવામાં આવેલ. મહોત્સવ દરમ્યાન ઠંડા પીણા અને શેરડીના રસનું આયોજન કરવામાં આવેલ, દરેક ઘરને રાત્રે લાઈટિંગ થી શણગારવામાં આવેલ. નખત્રાણા મેઇન રોડ થી નાના અંગીયા રોડ સુધી અને ઘરે ઘરે ધજાઓ લગાવવામાં આવેલ, ગામની બંને બાજુ તેમજ સભા મંડપની બંને બાજુ ભવ્ય પ્રવેશ દ્વાર બનાવવામાં આવેલ. આ કાર્યક્રમ ગામની નજીક વાલજીભાઈ ભીમજીભાઇ ધોળુંની વાડીમાં રાખવામાં આવેલ.

મહોત્સવ ની શુભ શરૂઆત શોભાયાત્રા થી કરવામાં આવેલ જે કબીર આશ્રમ થી પ્રસ્થાન કરેલ. ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનો ભવ્યરથ, બે બગી, 18 ઘોડેસવાર, બેન્ડ પાર્ટીના સંગાથે યુવાનો અને મહિલાઓ નિર્ધારિત ડ્રેસ માં સજ્જ ભવ્ય શોભા યાત્રા નીકળેલ.

તારીખ 13- 05- 24 ના ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ ના પાટોત્સવ પ્રસંગે મહા આરતી રાખવામાં આવેલ. ગામમાંથી સો વર્ષથી પહેલા ગામ છોડીને ગયેલા પરિવારોને સમાજ સાથે જોડવામાં આવેલ. દેશ પરદેશી 848 જેટલાં નિયાણીઓ અને સાથે જમાઈઓ પણ પધારેલ.

તારીખ 10- 05- 2024 ને પ્રાતઃ ચાર કલાકે મંડળના યુવાનો ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન દેશલપરથી મસાલ અને અખંડ જ્યોત સાથે ઉમિયા માતાજી અને ઈશ્વર આશ્રમ થઈ મેરેથોન દોડ દ્વારા 8:00 કલાકે નાગલપરના ભગવાનશ્રી લક્ષ્મીનારાયણ મંદિર પરિસરમાં પધાર્યા. 9:00 કલાકે સભા મંડપ નજીક આવેલા જ્વેરા ધારી મહિલા મંડળ ની બહેનો દ્વારા મસાલ ધજાનુ ભવ્ય સ્વાગત કરવામાં આવેલ. 9:30 કલાકે વિજય સ્થંભ ની સ્થાપના કરવામાં આવી

તારીખ 12- 05- 2024 ના સવારના સત્રમાં શ્રી વલ્લભકૃષ્ણ સ્વામી સંસ્કારધામ દેસલપર, શ્રી મોહનદાસજી મહારાજ, વાંઢાય અને કથાકાર જયશ્રી દેવી નાગલપર એમ ત્રણેય સંતોના સંતવાણી નો સર્વે લોકોએ લાભ લીધેલ.

બપોર બાદ સામાજિક સભામાં અબજી ભાઈ કાનાણી કેન્દ્રીય સમાજ, હંસરાજભાઇ ધોળું વાંઢાય તથા



ગંગારામભાઈ રામાણી દેશલપર અને યુવાસંઘ પ્રમુખ પંકજભાઈ પારસિયા. સમાજની ત્રણેય પાંખો તેમજ યુવા સંઘ રિજિયન ઝોન અને 30 થી 35 ગામના આગેવાનો ગૌશાળા ના પ્રતિનિધિઓ દેવાશિષ હોસ્પિટલ વગેરે સર્વે સંસ્થાના હોદ્દેદારોના સન્માન કરવામાં આવેલ અને ત્રણેય સંસ્થાના પ્રમુખોના હસ્તે ગામના 12 વર્ષ પૂર્વે પ્રમુખો મહામંત્રીઓના સન્માન કરવામાં. ત્રણેય પાંખના હોદ્દેદારોએ પ્રસંગોપાત પ્રવચન કરેલ. મહોત્સવ દરમ્યાન



સાંસદ શ્રી વિનોદભાઈ ચાવડા અને ધારાસભ્ય પ્રદ્યુમનસિંહ જાડેજા ના સન્માન કરવામાં આવેલ.

રાત્રે 9:00 કલાકે તમામ ઝોનમાંથી 29 જેટલી કૃતિઓ દ્વારા સંસ્કૃતિ કાર્યક્રમનું સુંદર આયોજન કરવામાં આવેલ.

તારીખ 13- 05- 24 ના સવારના સત્રમાં મહિલા મંડળને 25 વર્ષ પૂર્ણ થતાં રજતજયંતિ મહોત્સવ પ્રસંગે મુખ્ય મહેમાન કેન્દ્રીય મહિલા સંઘના પ્રમુખ શ્રીમતી જશોદાબેન નાકરાણી અને મહિલા ઝોનના પ્રતિનિધિઓ હાજર રહેલ, તેઓનું પુષ્પ સન્માન કરવામાં આવેલ. પ્રમુખ શ્રીમતી યશોદાબેને દીકરીઓ સંસ્કારી થાય તેના પર ભાર મુકેલ. મહિલા મંડળના 13 પૂર્વ પ્રમુખ મહામંત્રીઓના સન્માન કરવામાં આવેલ.

બપોર બાદ ના સત્રમાં 850 દીકરીઓના ભવ્ય સન્માનનો કાર્યક્રમ રાખવામાં આવેલ.

રાત્રે 9:00 કલાકે રાજભા ગઢવી અને દેવાંગીબેન પટેલ ના લોક ડાયરાનું આયોજન કરવામાં આવેલ.

તારીખ 14- 05- 2024 ના સવારના સત્રમાં વડીલ વંદના ના કાર્યક્રમમાં 65 વર્ષથી ઉપરના 195 જેટલા વડીલોનાં સન્માન કરવામાં આવેલ.

બપોર બાદ મહોત્સવના સર્વે દાતાઓ તેમજ વિવિધ સમિતિઓ અને સ્વયંસેવકોના સન્માન કરવામાં આવેલ.

રાત્રે 9:00 કલાકે મહારાસ ની રમઝટ જે મોડી રાત સુધી માણી આ મહોત્સવને પૂર્ણ કરવામાં આવ્યો.

સંકલન સલાહકાર સમિતિ જે સર્વે કાર્યક્રમ પર સંકલન કાર્ય કરતી તેવા વિરલાઓ શ્રી શંકરભાઈ પ્રેમજીભાઈ ધોળુ, બલારસા. શ્રી અમૃતભાઈ નારણભાઈ ધોળુ નાગલપર, શ્રી જગદીશભાઈ ભાણજી ભાઈ ધોળું દાપોલી. શ્રી દિનેશભાઈ વસ્તારામ ધોળુ ચિપલુણ છે. પ્રચાર પ્રસાર સમિતિના કન્વિનરશ્રી ભરતભાઈ પરસોત્તમ ધોળું બિલાસપુર બિલાસપુર અને આયોજન સમિતિના સદસ્યો શ્રી નાનજીભાઈ મનજીભાઈ ધોળુ મડગામ, શ્રી ગોવિંદભાઈ શિવગણભાઈ ધોળુ હૈદરાબાદ, શ્રી હસમુખભાઈ અમ્રૃતભાઈ ધોળુ બિલાસપુર, તેમજ સમાજના અગ્રણીઓ મનસુખભાઈ, નરેશભાઈ, અશ્વિનભાઈ પરસોતમભાઈ, મનહરભાઈ સાથે રાજકીય ક્ષેત્રે દિનેશભાઈ, કમલેશભાઈ તેમજ સર્વે ભાઈ બહેનોના પુરુષાર્થથી કાર્યક્રમ સફળ થયો અને સર્વે પરદેશથી પરિવારો આવી મહોત્સવને યાદગાર બનાવવા માટે આર્થિક સહયોગ કરેલ તે બદલ સમાજના પ્રમુખશ્રી હરિભાઈ ધોળું અને ચેરમેન શ્રી કાંતિભાઈ છાભૈયાએ ધન્યવાદ પાઠવ્યા.

**નાગલપની સ્થાપનાનો ઈતિહાસ**

વિક્રમ સંવત 1851 માં 235 વર્ષ પહેલાં નાગજી બાપાએ ગામનું તોરણ બાંધ્યું તેથી તેના નામ પરથી નાગલપર ગામનું નામ રાખવામાં આવેલ. 75 વર્ષ પહેલા ભગવાનશ્રી લક્ષ્મીનારાયણ ની પાન મૂર્તિની સ્થાપના કરવામાં આવેલ. 1972માં જગીયુ તોડીને તે સ્થાન પર ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ નું શિખર બંધ મંદિર બનાવીને મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવેલ તેને 50 વર્ષ પૂર્ણ થતાં સુવર્ણ જયંતી મહોત્સવની ઉજવણી કરવામાં આવેલ

મહોત્સવ દરમ્યાન પાટીદાર સંદેશના તંત્રી શ્રી શામજીભાઈ પટેલ ઓલ ઇન્ડિયા ના મંત્રી શ્રી ઇશ્વરભાઇ ભગત પાટીદાર સૌરભ ના તંત્રી સી.કે.પટેલ સનાતન ધર્મ પત્રિકાના કન્વિનરશ્રી ડો. વિઠ્ઠલભાઈ ભાવાણી, પ્રતિનિધિ કાન્તિભાઈ રામાણી સાથે અરવિંદભાઈ રૂડાણી, તથા ઉમા દર્પણ વગેરે સામાજિક માસિક પત્રોના મહાનુભાવોએ મુલાકાત લીધેલ



**આભાર દર્શનઃ-**

મહોત્સવના મહામંત્રી શ્રી પ્રવીણભાઈ નારણભાઈ ધોળુએ સર્વે મહેમાનોનું, ત્રણેય સંસ્થાઓના કર્ણધારો, સંતો, દેશ પરદેશી પધારે પરિવારો, સર્વે નિયાણાઓ, વિવિધ સમિતિઓ જેવી કે લાઈટ, મંડપ, રસોઈ, અને દાતાઓ, પત્રકારો, રાજકીય નેતા, સાંસદ શ્રી અને ધારાસભ્યો તેમજ ખાસ રસોડા વિભાગના કન્વિનરશ્રી અને તેમની ટીમનો આયોજન સમિતિ વતી તેમજ સમાજ વતી આભાર માની કાર્યક્રમ પૂર્ણ જાહેર કરેલ....

**સંચાલન**

સમગ્ર કાર્યક્રમનું સંચાલન મહોત્સવના મહામંત્રી શ્રી પ્રવીણભાઈ નારણભાઈ ધોળું અને યુવક મંડળના મહામંત્રી રમણભાઈ તુલસીદાસ ધોળુ અને સાથે શંકરભાઈ પ્રેમજીભાઈ ધોળુ દ્વારા સંભાળેલું...

અહેવાલઃ-

પ્રવિણભાઇ નારણભાઈ ધોળુ.

મહામંત્રી શ્રી સુવર્ણ જયંતી મહોત્સવ. નાગલપર.



# નિર્મળ ગામ.. હરિયાળુ ગામ.. જીયાપર

જીયાપરની વસતી 1500, તેની સામે 5000 જેટલાં વૃક્ષો લહેરાય છે. ચારેય કોર હરિયાળીના કારણે હીટવેવની અસર નહિવત

નખત્રાણા તાલુકાના ખોબા જેવડા જીયાપર (ભંગવાણા) ગામે ઘર ઘર તેમજ શેરીએ શેરીએ વૃક્ષો વાવીને તેમનું જતન કરીને સમગ્ર જિલ્લાને નવી રાહ ચીંધી છે. બે દાયકા અગાઉ ધરતીકંપ બાદ બી.એ.પી. એસ.સંસ્થાના પ્રયાસો દ્વારા જીયાપર (નારાયણ નગર) અસ્તિત્વમાં આવ્યું હતું અને તે સમયે જ આ સમગ્ર વિસ્તારને હરિયાળું અને નંદનવન બનાવવાનો મનોમન સંકલ્પ લેવામાં આવ્યો હતો.

1500 જેટલી માનવ વસ્તી ધરાવતા આ વિસ્તારમાં લીમડા તેમજ અન્ય મળીને 5000થી પણ વધારે વૃક્ષો લહેરાઈ રહ્યા છે. દરેક ઘરના આંગણે, શેરીએ વૃક્ષોની લાંબી હારમાળા જોવા મળી રહી છે. પ્રખર ગરમી વચ્ચે પણ આ વિસ્તારમાં ઠંડક રહેતી હોવાથી સરેરાશ તાપમાન નીચું રહે છે. વૃક્ષોનું જતન અને માવજત માટે ગામના સહિયારા પ્રયાસોના કારણે જીયાપર ગામ કુદરતી સૌંદર્ય અને વનરાજીથી શોભી રહ્યું છે.

ગામના નરેન્દ્રભાઈ અમૃતભાઈ રૂડાણી જે વ્યવસાય અર્થે મુંબઈ રહે છે તેમણે ગામના તમામ લોકો અને સમિતિએ સૌના સહિયારા પ્રયાસથી આગામી પાંચ વર્ષમાં 25 એકર જેટલા વિશાળ વિસ્તારમાં હજારો વૃક્ષો વાવવાની ઈચ્છા વ્યકત કરી છે. યાંત્રિક સાધનોની મદદથી ખાડા તૈયાર કરીને તેમાં વૃક્ષ વાવીને પાણી માટે ડ્રિપ લાઈન તેમજ રક્ષણ માટેની ખાસ વ્યવસ્થા કરવામાં આવી રહી છે. લીમડો, કેરી, જામફળ, જાંબુ, આંબલી સહિતના વૃક્ષોના કારણે હિટ વેવની ખૂબ જ ઓછી અસર થાય છે.અન્ય જગ્યાએ 40 થી 44 ડિગ્રી તાપમાન હોય ત્યારે અહીં તેનાથી સરેરાશ 2 થી 4 ડિગ્રી તાપમાન ઓછું હોય છે. નોંધનીય છે કે, તત્કાલીન રાષ્ટ્રપતિ ડૉ. એ.પી.જે. કલામ દ્વારા 2005માં આ ગામને “નિર્મળ ગામ’ રાષ્ટ્રપતિ એવોર્ડ એનાયત કરવામાં આવ્યો હતો. વડા પ્રધાન નરેન્દ્ર મોદીએ ગામની બે વખત મુલાકાત લીધી છે

# પોકાર પરિવારનો અષાઢી બીજ કાર્યક્રમ - ઘડાણી

શ્રી અખિલ ભારતીય અત્રિ ગોત્રીય પરબત બાપા પોકાર ઘડાણી પરિવાર દર વર્ષની જેમ આ વર્ષે પણ ઘડાણી મુકામે સુરધનબાપા સ્થાનકે અષાઢી બીજ નિમિત્તે યોજાનાર કાર્યક્રમ કરવામાં આવશે.

**કાર્યક્રમની રૂપરેખા :**

તા.06/07/2024 શનિવારે બપોરે 4:00 કલાકે પરિવારના સભ્યોની જાહેર સભા મળશે જેમાં વિવિધ ચડાવા તેમજ અન્ય મુદ્દાઓ પર ચર્ચા કરવામાં આવશે.. તેમજ પરિવારનું એક સભ્ય પરિવાર પૂજ્ય પરબત બાપા પરિવારને જમીનદાન આપવા માટે તૈયાર છે જે બાબતે વિશેષ ચર્ચા કરવામાં આવશે, આ સમય દરમિયાન બાપાનો પ્રસાદ બનશે..

**અષાઢી બીજ તા.07/07/24 રવિવાર**

સવારે 8:00 કલાકે ધાર્મિક વિધિમાં બાપાના વાઘા, નાળિયેર તેમજ ધજા બદલવામાં આવશે ત્યારબાદ બાપાની મહા-આરતી-થાળ વિધિ પૂર્ણ કરી સમૂહ પ્રસાદ વિતરણ કરવામાં આવશે.. સવારે 9:30 કલાકે સંગીતના સથવારે દાંડીયારાસ.. 11:00 કલાકે દાતાઓનું સન્માન.. 11:30 કલાકે પરિવારની નિયાણીઓને પ્રસાદ જમાડી ભેટ આપવામાં આવશે..ત્યારબાદ પરિવારના સર્વે સભ્યો મહેમાનો સાથે પ્રસાદ ગ્રહણ કરશે એ દરમિયાન પરિવાર ભેટ તેમજ નિયાણી ભેટ લેવાનું ચાલુ રહેશે..

આ વર્ષે સભા બહુ મહત્વની હોવાથી બહોળી સંખ્યામાં સમયસર હાજર રહેવા તમામ સભ્યોને આદરસહ નમ્ર વિનંતી ધન્યવાદ....

નિમંત્રક :

શ્રીઅખિલ ભારતીય અત્રિ ગોત્રીય પરબતબાપા પોકાર પરિવાર..ઘડાણી

**સંપર્ક :**

ચંદુભાઈ : 9879645450

રમેશભાઈ : 9825288065

બાબુભાઈ : 9974049412

મગનભાઈ : 9427760199

# સુરત યુવક મંડળ આયોજીત ક્રિકેટ ટુર્નામેન્ટનું અનોખુ આયોજન



સુરત ક્રિકેટ આયોજન દરમિયાન મહિલા મંડળ સુરત દ્વારા ફૂડ અને એક્ઝિબિશનના સ્ટોલ રાખવામાં આવેલ જેમાં પાંચ દિવસ દરમિયાન બહેનોએ હોમમેડ અવનવી પૌષ્ટિક વાનગીઓનો સ્વાદ માણ્યો હતો  સંયોજક - દમયંતીબેન ભાવાણી, સુરત

**શ્રી અ.ભા.ક.ક.પા.યુવાસંઘ યુવા સુરક્ષા કવચનો 30/04/2024 માસિક અહેવાલ**

| રિજીયન | દિવંગત સભ્યો | | વેબકોમ આધારે સભ્ય સંખ્યા | YSK સભ્યો | વેબકોમ આધારે YSK સભ્ય બનેલની ટકાવારી | ન જોડાયેલ સભ્યો |
|---|---|---|---|---|---|---|
| | UP TO | 2024-25 | | | | |
| SBR | 53 | 2 | 17003 | 5757 | 33.86% | 11246 |
| KPR | 50 | | 15922 | 4755 | 29.86% | 11167 |
| MUR | 37 | | 13605 | 4059 | 29.83% | 9546 |
| KCR | 33 | | 12318 | 3039 | 24.67% | 9279 |
| SPR | 30 | | 8926 | 2506 | 28.08% | 6420 |
| DGR | 30 | 1 | 9799 | 4000 | 40.82% | 5799 |
| MMR | 15 | | 6696 | 2013 | 30.06% | 4683 |
| TAP | 10 | | 5710 | 1570 | 27.50% | 4140 |
| DKR | 11 | | 6153 | 1905 | 30.96% | 4248 |
| MGR | 10 | | 5717 | 1821 | 31.85% | 3896 |
| VDR | 21 | | 5372 | 1770 | 32.95% | 3602 |
| CGR | 12 | 1 | 4861 | 1365 | 28.08% | 3496 |
| UGR | 4 | | 4006 | 1214 | 30.30% | 2792 |
| DMG | 32 | 1 | 6195 | 3758 | 60.66% | 2437 |
| UKR | 7 | 1 | 2804 | 777 | 27.71% | 2027 |
| MPR | 12 | 1 | 2678 | 714 | 26.66% | 1964 |
| CSR | 8 | | 3028 | 1225 | 40.46% | 1803 |
| DBR | 12 | | 3393 | 1353 | 39.88% | 2040 |
| SUR | 8 | | 2076 | 578 | 27.84% | 1498 |
| NCR | 4 | | 1410 | 257 | 18.23% | 1153 |
| UBR | 1 | | 1018 | 228 | 22.40% | 790 |
| ORR | 3 | | 824 | 365 | 44.30% | 459 |
| SVR | 7 | | 710 | 230 | 32.39% | 480 |
| | | | | | | |
| **TOTAL** | **410** | **7** | **140224** | **45259** | **32.28%** | **94965** |

# રામાણી પરીવાર સામાન્ય સભા અને કારોબારી સભા અંગે 06/07/24 નાં રોજ સાંજે 4:00 કલાકે કારોબારી સભા ની મિટિંગમાં લેવામાં આવશે

રામાણી પરિવારની દર વર્ષની જેમ આ વર્ષે અષાઢી બીજ ની જનરલ મીટીંગ તારીખ 7/7/ 2024 ને રવિવારે સવારે 9:00 કલાકે સંસ્થાના પ્રમુખશ્રી શિવગણભાઈ વેલજી રામાણીના પ્રમુખ પદે પરિવારના સ્થાનક નખત્રાણા એ મળશે...



**કાર્યક્રમની રૂપરેખા**

સવારે 7:00 કલાકે હોમ હવન યજમાન પરિવારો દ્વારા માતાજીના વાઘા બદલવા...

રામ દરબાર ના વાઘા બદલવા

મંદિર શિખર ઉપર ધજા બદલવી

ત્યારબાદ મહા આરતી

સવારે 9:00 કલાકે પરિવારની જનરલ મીટીંગ

(સામાન્ય સભા) 11:00 કલાકે મહાપ્રસાદ

આ વર્ષે આપણા મહાપ્રસાદ (ભોજન) ના દાતા સ્વ.લધા અરજણ રૈયાણી નખત્રાણા વાળા પરિવાર તરફથી છે..

**ખાસ નોંધ:**

ઉપર મુજબના ચડાવા ઓ આગલા દિવસે સાંજે 4:00 કલાકે કારોબારી મિટિંગમાં લેવામાં આવશે ઉપર મુજબ જેમને રસ હોય તેઓ કારોબારી સભામાં હાજર રહે...

લી....

પ્રમુખશ્રી શિવગણભાઈ વેલજી રામાણી

મહામંત્રીશ્રી બાબુભાઈ દેવજી ધનાણી

# ગીતામંદિર અમદાવાદ ખાતે નિયાણી સ્નેહ મિલન કાર્યક્રમનું આયોજન



**ગીતામંદિર અમદાવાદ સમાજ ખાતે નિયાણી મિલન 2024 કાર્યક્રમ હર્ષોલ્લાસ સાથે ઉજવાયો.**

શ્રી કચ્છ કડવા પાટીદાર ગીતામંદિર યુવા મંડળ તેમજ મહિલા મંડળ દ્વારા આયોજીત તારીખ 27/05/24 ના રવિવાર સાંજે 4.00 વાગ્યા બાદ નિયાણી મિલન 2024 નું આયોજન કરેલ. આ આયોજન ગોલ્ડન એરા 02 બેંકવેટ હોલ, મણીનગર ખાતે યોજેલ, જેમાં સમાજના હોદ્દેદારો, મહિલા મંડળ તેમજ યુવા મંડળના કારોબારી અને 147 નિયાણીઓએ સાથે મળી ખૂબ જ મજા કરી. નિયાણીઓ માટે આ વખતે ખાસ બોલીવુડ થીમ રાખેલ હતી, જેમાં ખૂબ જ ઉત્સાહથી નિયાણીઓએ ભાગ લીધેલ. અવનવી રમતો રમ્યા, ખાસ બોલીવુડ થીમ રેમ્પવોક કર્યું. કાર્યક્રમમાં મળેલ દાતાશ્રીઓએ નિયાણીયોનું ભેટ સોગાત આપીને સન્માન કર્યું. પ્રોગ્રામના અંતમાં અમે સરસ મજાની ખાટી મીઠી યાદો સાથે ભોજન લઈ વિદાય લીધી. આ પ્રોગ્રામના મુખ્ય દાતાશ્રી કાંતાબેન પ્રભુદાસ છાભૈયા તેમજ કાર્યક્રમને સફળ બનાવવા માટે મળેલ અન્ય દાતાશ્રીઓના ના ખુબ ખુબ આભારી છીએ.

અહેવાલઃ-યુવામંડળ તેમજ મહિલા મંડળ ટીમગીતામંદિર

# જુલાઈ માં DMG રીજીયન દ્વારા ગોવા માં "એક દુજે કે લિયે" કાર્યક્રમ થશે




ABKKP YuvaSangh Ocean Council DMG Region આયોજીત સમગ્ર ભારતભરના યુવા મિત્રો માટેમિશન યુવા ઉત્કર્ષ

EK DUJE KE LIYE

रिश्तोंका अतूट बंधन

13-14-15 July 2024

At Span Suits & Villas Morjim - Goa

DMG રીજીયન ની ટીમ યુવા ઉત્કર્ષ નો આપના જીવન માં નવી ઉમંગો સાથે નવો ઉત્સાહ લઇ જીવન ને આનંદમય અને રોમેન્ટિક કરવા નો એક નાનો પ્રયાસ......એટલે

એક દુજે કે લિયે....

રિશ્તો કા અતૂટ બંધન.

પ્રથમ વખત અખિલ ભારતીય સ્તરે સ્થળ ગોવા મુકામે સુંદર રમણીય અને પ્રાકૃતિક વાતાવરણમાં આયોજન કરવામાં આવ્યું છે. Only Couple Entry Below 50 years Age Limited Entry so Hurry up...

Registration Charges RS.16000/- only

Per Couple Package Includes

3 Lunch

2 Breakfast

4 Hi Tea

2 Dinner

1 Room per Couple for 2 Nights 3 Days

AC Conference Hall

Relationship Motivation

Swimming Pool Activity

Indoor Activities

Funny Games etc

આ પ્રોગ્રામ માં આપણી સાથે હશે અનુભવી વકતાશ્રીઓ જે આપના જીવન માં હસતાં રમતા ગમતા આપના જીવન ને ખુશહાલ બનાવવા માટે સમર્પિત થશે.....

**રજીસ્ટ્રેશન અને વધુ જાણકારી માટે સંપર્ક -**

યુવા ઉત્કર્ષ કન્વીનર

મોહન ઠાકરાણી 9420738309

Parshuram Div. PDO

હર્ષાબેન ઠાકરાણી 9421212966

Mahalaxmi Div. PDO

ગૌતમ નાકરાણી 9730593306

Krishna Div. PDO

રુપેશ નાકરાણી 9421125718

Hurry up...... Limited Entry........

Enjoy your Monsoon in Go...Go...Goa....

દક્ષિણ મહારાષ્ટ્ર ગોવા રીજીયન
ટીમ યુવા ઉત્કર્ષ

# કોટડા (જ.) વાસીઓને સામાજીક તેમજ જન્માષ્ટમી પર્વમાં આમંત્રણ સંદેશ

સર્વે ને જય લક્ષ્મીનારાયણ સાથે જણાવવાનું કે શ્રી કોટડા (જ) કડવા પાટીદાર સમાજ અને શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સમાજ તેમજ યુવક મંડળના સહકારથી આપણા દર વર્ષે સાતમ આઠમના કાર્યક્રમમાં રંગેચ અંગે ઉજવીએ છીએ તેની આછેરી રૂપરેખા

આ પાવન પ્રસંગમાં આપ સર્વેને બહાર વસ્તા આપણા કોટડાના સનાતની પરિવારજનો તેમજ ધર્મ પ્રેમી દરેક ભાઈઓ તથા બહેનોને અને યુવા મિત્રો સર્વેને ઉપસ્થિત રહેવા શ્રી કોટડા (જ.) પાટીદાર ની દરેક સંસ્થા વતી આમંત્રણ પાઠવીએ છીએ

આગામી સમયમાં આવતા આપણા ધાર્મિક કાર્યક્રમ
19/08/2024 ના રોજ રક્ષાબંધન
19/20/8/24 ના રોજ
લવાજમ ભરવાની તારીખ
સ્થળ:-શ્રી કોટડા(જ.) કડવા પાટીદાર સમાજવાડી બસ સ્ટેશન પાસે
22/08/2024 ના રોજ

શ્રી કોટડા પાટીદાર સમાજ અને શ્રી લક્ષ્મીનારાયણ સમાજ બંનેની વાર્ષિક સામાન્ય સભા યોજેલ છે જેમાં
પ્રથમ સત્રમાં
સવારના 9:00 કલાકે શ્રી સમાજની વાર્ષિક સામાન્ય સભા
10:00 કલાકે ચાય વિરામ
10:15 કલાકે શ્રી લક્ષ્મીનારાયણ મંદિર સમાજની વાર્ષિક સામાન્ય સભા સત્ર
બપોરના 12:00 કલાકે ભોજન પ્રસાદ
તા. 22/08/2024 ના

શ્રી કોટડા પાટીદાર યુવક મંડળ આયોજીત સરસ્વતી સન્માન કાર્યક્રમ રાત્રે 9:00 કલાકે
સ્થળ:-શ્રીઉમિયાધામ સમાજવાડી
23/08/2024 પાંચમશ્રી લક્ષ્મીનારાયણ ભગવાન પાટોત્સવ
સવારના 8:00 કલાકે શોભાયાત્રા
11:00 કલાકે મહાઆરતી લક્ષ્મીનારાયણ મંદિર
11:15 કલાકે મહાપ્રસાદ શ્રી સમાજવાડી મધ્યેતા.
24/08/2024 ના રાંધણ છઠ
25/08/2024 ના શીતળા સાતમ
26/08/2024 ના જન્માષ્ટમી

**ખાસ નોંધ**

સર્વે બહાર વસ્તા આપણા કોટડા (જ.) સનાતન ભાઈઓને જણાવવાનું કે આપણે આગામી સમયમાં જે ઇષ્ટદેવ લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર નવીનીકરણ રૂપે જીર્ણોદ્ધાર કરવાનો છે તે અંગે વિશેષ ચર્ચા આ વાર્ષિક સામાન્ય સભામાં કરવા માટે આપ સર્વે પોતપોતના એરિયામાંથી અચૂક પધારશો સાથે વિશેષથી વિશેષ મંતવ્યો લઈ આવવા અને સભા સમક્ષ રજૂ કરવા વિનંતી..

શ્રી કોટડા (જ.) સનાતન પાટીદાર સમાજના દરેકે દરેક સભ્ય સુધી આપણા ગામની માહિતી, ભવિષ્યમાં કરવા જેવા કાર્યક્રમો અને અન્ય ગતિવિધિઓ ની જાણ સર્વે જણ જણ સુધી પહોંચી શકે જેના માટે ગત વાર્ષિક સામાન્ય સભામાં આપણે ઝોનના વિસ્તૃતિકરણ ની ચર્ચા કરે તે અનુસંધાને આપણે 18 ઝોન ની રચના અને વિસ્તૃતિકરણ કરેલ છે જેઓની નામાવલી આગામી આ વાર્ષિક સામાન્ય સભામાં આપણે જાહેર કરવામાં આવશે. જે આપોને ફોન દ્વારા સમગ્ર ભારતભરમાંથી નામો મંગાવી ને ઝોનની ઔપચારિક રચના કરેલ છે જે ફેરફારને આધીન છે તે અંગે પણ ચર્ચા-વિચારણા કરવામાં આવશે તો આપશ્રી અચૂક થી આ સભામાં આપના મંતવ્યો સાથે લઈ આવશો..

શ્રી કોટડા (જ.) પાટીદાર સમાજના દરેકે દરેક સનાતનની સભ્યોને આપણા આ કાર્યક્રમમાં અને વિશેષથી વાર્ષિક સામાન્ય સભામાં ઉપસ્થિત રહેવા ભાવભર્યુ આમંત્રણ પાટીદારની દરેક સંસ્થા વતી આપીએ છીએ..

**આમંત્રક**
શ્રી કોટડા (જ.) પાટીદાર લક્ષ્મીનારાયણ મંદિર સમાજ
શ્રી કોટડા(જ.) કડવા પાટીદાર સમાજ
શ્રી કોટડા(જ.) પાટીદાર યુવક મંડળ
કોટડા(જ.) મહિલા મંડળ

# દક્ષિણ ગુજરાત રીજીયનમાં "નાદાન પરિન્દે" કાર્યક્રમનું ભવ્ય આયોજન
## યુવાસંઘ DGR ટીમ યુવા ઉત્કર્ષ આયોજીત "નાદાન પરીન્દે"




શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ નર્મદા કાઉન્સિલ દક્ષિણ ગુજરાત રીજીયન યુવા ઉત્કર્ષ દ્વારા આયોજીત નાદાન પરીન્દે કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યુ હતું.

તારીખ 01 જુન 2024 ના શનિવારના શુભદિને કાર્યક્રમની શરૂઆત બાળકોના સનાતની સ્વાગતથી કરવામાં આવી.... આ કાર્યક્રમમાં દક્ષિણ ગુજરાતમાંથી કુલ ૧૧૦ બાળકોએ ભાગ લીધો હતો.



ઓપનિંગ સેરેમનીમાં ઉમા એજ્યુકેશન ચેરીટેબલ ટ્રસ્ટના પ્રમુખ, ટ્રસ્ટી છગનભાઈ સાંખલા, દક્ષિણ ગુજરાત ઝોન સમાજના પ્રમુખશ્રી રમેશભાઈ પારસીયા, સુરત સમાજના પ્રમુખશ્રી ઝવેરભાઈ રામાણી, ગૌરાંગભાઈ ધનાણી, suv કેમ્પસના ડાયરેક્ટર ડોક્ટર જગદીશભાઈ ચાવડા, ગ્રીનલેન્ડ કાઉન્સિલ પ્રેસિડેન્ટ કિશોર પોકાર તથા ટીમ DGR ના હોદ્દેદારોની ઉપસ્થિતિ રહી હતી. સૌ વડીલોના આર્શીવાદથી કાર્યક્રમની શરૂઆત કરવામાં આવી.

બાળકોના કેર ટેકર તરીકે યુવા ઉત્કર્ષની ટીમ
કલ્પના રુડાણી (વલસાડ)
હંસાબેન પોકાર (નવસારી)
સેજલ વાસાણી (નવસારી)
ભાવનાબેન ભાવાણી (બારડોલી)
રેખાબેન ભાવાણી (સુરત)
જ્યોતિબેન પોકાર (ભરૂચ)
ફરજ નિભાવી હતી.

કાર્યક્રમના પ્રથમ દિવસના મેન્ટોર ગુરુ એવા નિવમ એકેડમી ના કર્ણધાર સંજયભાઈ પોકાર તથા ભારતીબેન ચૌધરી ના સાનિધ્યમાં બાળકોના બે ગ્રુપ પાડીને એક્ટિવિટી દ્વારા skill & Quality lerning શીખવવામાં આવ્યું. બપોર પછીના સેશનમાં movie બતાવીને બાળકોને મોટીવેટ કરવામાં આવ્યા.તેમનામાં રહેલી કાર્યકુશળતા, સાહસિકતા તથા લીડરશીપ ના ગુણો વિકસાવવા માટે અલગ અલગ એક્ટિવિટી દ્વારા જ્ઞાન પીરસ્યું.

રાત્રિના સેશનમાં બાળકોને માતા-પિતા તથા ગુરુ પ્રત્યેની કૃતજ્ઞતા વ્યક્ત કઈ રીતે કરવી એ શીખવવામાં આવ્યું અને બધા જ બાળકો પોતાના માતા- પિતાને પત્ર લખી કૃતજ્ઞતા વ્યક્ત કરી. રાત્રે બધા જ બાળકોએ ગરબા અને ફ્રી ડાન્સ ની મોજ માણી.

તારીખ 02 જુન રવિવારના વહેલી સવારે ૬:૦૦ વાગ્યે RSS ની ટીમ દ્વારા બાળકોની શારીરિક તંદુરસ્તી જળવાઈ રહે તે માટે યોગા, પ્રાણાયામ, એરોબિક્સ અને હળવી કસરત કરાવવામાં આવી.

સવારે 9:00 કલાકે કેન્દ્રીય યુવાસંઘના જનરલ સેક્રેટરી ડૉ.વિપુલ છાભૈયા SUV કેમ્પસમાં બાળકોની શુભેચ્છા મુલાકાતે આવ્યા. કેન્દ્રીય યુવાસંઘની ગતિવિધિઓ તથા આવનાર કાર્યક્રમથી બાળકોને અવઘત કરાવ્યા.

ત્યારબાદ અલગ અલગ રમતો રમાડી બાળકોને સંગઠન નું મહત્વ કનેક્ટિવિટી તથા એકબીજાને મદદરૂપ કઈ રીતે થઈ શકાય તે શીખવવામાં આવ્યું. આ બધું શીખ્યા બાદ બાળકોમાં નવી જ ઉર્જાનો સંચાર થયો .

બપોર પછીના સેશનમાં બાળકોને વ્યવહારમાં દેશભક્તિ તથા હિન્દુ ઘર વિશે વાર્તા કહીને જ્ઞાન પીરસવામાં આવ્યું . ટી- બ્રેક બાદ અભિનય ગીત દ્વારા બાળકોમાં રહેલી કળાઓ ખીલવવાનો પ્રયાસ કરવામાં આવ્યો. બાળકોને ક્વીઝ કોમ્પિટિશન અને એક મિનિટની રમતો રમાડી તેમનો બૌદ્ધિક વિકાસ કઈ રીતે થાય એકાગ્રતા કઈ રીતે વધે તે શીખવવામાં આવ્યું.

RSS મેન્ટોર મહેશભાઈ પટેલ તથા તેમની 15 વ્યક્તિઓની ટીમ ના સહકારથી આખા દિવસનો કાર્યક્રમ ખૂબ જ આનંદમય અને ઉત્સાહથી ભરપૂર રહ્યો.

તારીખ 02 જુન સાંજે ૫:૦૦ કલાકે ક્લોઝિંગ સેરેમની માં બાળકોના પ્રતિભાવ લેવામાં આવ્યા તથા તેમને રિટર્ન ગિફ્ટ આપી સન્માનિત કર્યા. ખૂબ જ પ્રફુલિત વાતાવરણમાં સાંજનું ભોજન સાથે લઈ કાર્યક્રમની પૂર્ણાહુતિ કરવામાં આવી.



ટીમ DGR યુવા ઉત્કર્ષ સમિતિ

# અમદાવાદ માં હોસ્ટેલ સુવિધા અંગે સફળ પ્રયાસ

શ્રીસમાજ પ્રેરિત અમદાવાદ માં હોસ્ટેલની જરૂરિયાતનાં ભાગ સ્વરૂપે, કે.પી. હોસ્ટેલમાં એડમિશન માટે આપણી સાથે ૫૦ વિદ્યાર્થીની સુવિધાની ચર્ચા થઈ છે. ગઈ કાલ સુધી ૫૧ વિદ્યાર્થીના ભલામણ પત્ર ઇસ્યુ કરવામાં આવેલ છે. તે પૈકી મોટા ભાગના દીકરા /દીકરીના પ્રવેશ ની પ્રક્રિયા પૂર્ણ થઈ ગઈ છે. કેટલાકની પ્રવેશની કાર્યવાહી ચાલુ છે. બીજા વધુ ૧૦ વિદ્યાર્થી - વિદ્યાર્થિની માટે ભલામણ પત્ર ઇસ્યૂ કરવાની કે.પી.હોસ્ટેલના ટ્રસ્ટીશ્રી જયંતીભાઈ પટેલ સાથે વાત કરી છે.

તેમણે તે માટે પણ ભલામણ પત્ર ઇસ્યૂ કરવાની હા પાડી છે. જે તેઓ હોલ્ડ કરી વેટિંગ માં રાખશે. તેઓ ખાતરી આપી જણાવેલ કે વધુ ૧૦ એડમિશન આપવા માટે જરૂર પ્રયત્ન કરશે.

ઉમા એજ્યુકેશન ચેરીટેબલ ટ્રસ્ટ એટલે શ્રીસમાજ દ્વારા આણંદ માં હોસ્ટેલ અને સુરત માં અદ્યતન સ્કૂલ સાથે હોસ્ટેલ નિર્માણ સાથે સંચાલન કર્તા ની રજૂઆત નાં પગલે શ્રીસમાજ ની કારોબારી અને જનરલ સભા માં પ્રથમ પ્રયાસે જ અમદાવાદ માં જરૂરી શ્રીસમાજ હોસ્ટેલ ને સરસ પ્રતિસાદ મળ્યો છે. મતલબ એ છે કે અત્રે તાતી જરૂરિયાત છે..

આ કાર્ય માં નિષ્ઠા સાથે નાં પ્રયાસ કરવામાં ઝોન સમાજ ના પ્રમુખ C A આર.એન. પટેલ તેમજ અરુણભાઈ ચૌધરી જેવા સમાજીક અગ્રણીઓ અને સ્થાનિક સમાજ સાથે આત્મીય સંકલન કરીને જે સફળ બનાવવા સમય દાન અને અનુભવ નું પરિણામ આં તમામહોસ્ટેલ સમિતિ નાં વડીલો ની મેહનત ને આભારી છે..

વંદન સહ તેઓ ને અભિનદન પાઠવીએ કે આવનાર સમય માં વિદ્યાર્થીને અનુરૂપ હોસ્ટેલ નિર્માણ કરવાનું કાર્ય પણ ગતિશીલ બનાવશે...

ડૉ. વિઠ્ઠલભાઈ ભાવાણી, નરોડા
કન્વીનર, પ્રચાર પ્રસાર સમિતિ
શ્રીસમાજ.





# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

આગામી ઓગસ્ટ માસ (જન્માષ્ટમી)ની આપણા સમાજની વિવિધ સંસ્થાઓની વાર્ષિક સભાઓ નીચે જણાવેલ દિવસે અને તારીખે દર્શાવેલ સમયે અને સ્થળે મળશે જે આપની જાણ સારું..

ડૉ. અશોક ભાવાણી,
પ્રવક્તા અને મંત્રીશ્રી, કેન્દ્રીય સમાજ

વિવિધ સંસ્થાની મિટિંગની સમયપત્રક

| ક્રમ | સંસ્થા | સભા | તારીખ | સમય | સ્થળ |
|---|---|---|---|---|---|
| 1 | શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન | કારોબારી | 17/08/2024 | 09:30 AM | સંસ્કારધામ - દેશલપર (વાં) |
| | શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન | સામાન્ય | 17/08/2024 | 03:00 PM | સંસ્કારધામ - દેશલપર (વાં) |
| 2 | કેન્દ્રીય મહિલાસંઘ | કારોબારી | 17/08/2024 | 03:00 PM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| | કેન્દ્રીય મહિલાસંઘ | સામાન્ય | 18/08/2024 | 09:00 AM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| 3 | ઉમા એજ્યુકેશન, ટ્રસ્ટ | ટ્રસ્ટ મંડળ | 18/08/2024 | 09:00 AM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| | ઉમા એજ્યુકેશન, ટ્રસ્ટ | સામાન્ય | 18/08/2024 | 10:30 AM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| 4 | કેન્દ્રીય સમાજ | ટ્રસ્ટી - હોદેદાર - પ્રભારી | 18/08/2024 | 03:00 PM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| | કેન્દ્રીય સમાજ | કારોબારી | 19/08/2024 | 09:30 AM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| | કેન્દ્રીય સમાજ | સામાન્ય | 20/08/2024 | 09:15 AM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| 5 | કચ્છ વિધા પ્રતિષ્ઠાન કોલેજ | ટ્રસ્ટ મંડળ | 19/08/2024 | 06:00 PM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| 6 | કેન્દ્રીય યુવાસંઘ | કારોબારી | 21/08/2024 | 03:00 PM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| | કેન્દ્રીય યુવાસંઘ | સામાન્ય | 22/08/2024 | 09:00 AM | પાટીદાર વિધાર્થી ભવન-નખત્રાણા |
| 7 | દેવાશિષ હોસ્પિટલ | સામાન્ય | 22/08/2024 | 04:00 PM | દેવાશિષ હોસ્પિટલ - નખત્રાણા |

## જ્ઞાન્વી પોકાર SSC. માં 79.00 %



હાલે - અંજનગાંવ-સુર્જી અમરાવતી, કચ્છ ગામ - નાના-કાદીયા
પટેલ પ્લાયવુડવાળા હંસાબેન નાનજીભાઈ પોકારની પૌત્રી અને હંસાબેન રાજેશભાઈ પોકારની સુપુત્રી છે.

## મેંગો સીટી વલસાડમાં પાટીદાર રીસોર્ટ્સ સમાજ ભવન ટ્રસ્ટી મંડળની રચના વલસાડ દક્ષિણ સમાજના નવા કર્ણધારો નિમાયા

**'ટ્રસ્ટી મંડળમાંથી વલસાડ દક્ષિણ સમાજના કર્ણધારો ની વરણી**

પ્રમુખશ્રી શંકરલાલ લાલજીભાઈ પોકાર
ઉપપ્રમુખ કાંતિભાઈ દેવજીભાઈ ભગત
મહામંત્રી રતિલાલ કાનજીભાઈ પાંચાણી
સહમંત્રી હિતેશ ઈશ્વરલાલ પજવાણી
સહમંત્રી રવિલાલ લાલજીભાઈ ચૌહાણ
ખજાનચી ઉદયભાઈ ખેતશીભાઈ મૈયાત
સહ ખજાનચી હરેશ મૂળજીભાઈ પજવાણી



શંકરલાલ પોકાર વલસાડ પાટીદાર રીસોર્ટ્સ નિર્માણ સમાજ ટ્રસ્ટના પ્રમુખશ્રી
રતિલાલ પાંચાણી, વલસાડ પાટીદાર રીસોર્ટ્સ નિર્માણ સમાજ ટ્રસ્ટના મહામંત્રી

## શ્રી હૈદરાબાદ સમાજ દ્વિવાર્ષિક સામાન્ય સભામાં નવા કર્ણધારોની વરણી

પ્રમુખશ્રી - દેવસીભાઇ કરમશી પોકાર.
ઉપપ્રમુખશ્રી -
ગોપાલભાઈ ભીમજી નાકરાણી.
શંકરલાલ વિશ્રામ પોકાર.
મહામંત્રી - શંકરલાલ સામજી રામાણી
સહમંત્રી -
ખુશાલભાઇ ગોવિંદ ચૌધરી.
વિનોદભાઇ રણમલ પોકાર.
ખજાનચી - ગોવિંદભાઇ મનજી ચૌધરી
સહખજાનચી - અંબાલાલ દેવશી પોકાર
ઓડિટરશ્રી - દિનેશભાઇ હિરજી પોકાર.
સહ ઓડિટર- કાન્તિલાલ કરસન દડગા
સભ્યશ્રીઓ – ૫



દેવશીભાઈ કરમશી પોકાર. પ્રમુખ શ્રી.



શંકરલાલ સામજી રામાણી મહા મંત્રી શ્રી

## સેન્ટ્રલ યુવાસંઘ પ્રેસિડેન્ટ મહાડ DMG રીજીયનની શુભેચ્છા મુલાકાત



ગત રોજે સેન્ટ્રલ યુવાસંઘના પ્રેસિડેન્ટ CA પંકજ પારસીયા દક્ષિણ મહારાષ્ટ્ર ગોવા રીજીયન અંતર્ગત મહાડ શહેરના યુવાઓ સાથે શુભેચ્છા મુલાકાત લીધેલ હતી.જેમાં DMG રીજીયનના IPC ઈશ્વર પોકાર, પરશુરામ વિભાગ સેક્રેટરી નરેશ પોકાર સાથે મહાડ યુવા મંડળના હોદ્દેદારો દ્વારા સ્વાગત કરવામાં આવ્યું હતું.

પંકજ પારસીયા પોતાના પરિવાર અને મિત્ર પરિવાર સાથે કુદરતી પ્રકિતીનું અનુપમ સૌંદર્ય ધરાવતા મહાબલેશ્વર હિલ સ્ટેશન તરફ આવ્યા હતા ત્યારે લાગણીશીલ એવા ઈશ્વર પોકાર નાં ભાવ સાથે નાં આગ્રહ ને ટાળી નાં સક્યાં અને પોતાની પણ યુવાઓને મળવાની તેમજ તેમના સ્પંદન ને ઊર્જા આપવાની તક જતી નાં કરવા પુનઃ રિટર્ન આવતા તેઓ મહાડ નાં યુવાઓ સાથે શુભેચ્છા મુલાકાત લીધેલ હતી..દેશ દેશાવર નાં સમાચાર આપલે કરેલ અને સ્થાનિક યુવાઓ સાથે મન નો અનોખો મેળાવડો કરેલ હતો..

સંયોજક -ચંદ્રિકા ભોજાણી વૈભવવાડી

## અંબાલાલ પોકાર મતગણતરી કરવા કચ્છ માં નિયુક્ત



ગાંધીધામ નગર માં ભાજપ નાં મંત્રી પદે સેવા આપતા એવા યુવાસંઘ નાં અગ્રીમ કાર્યકર તરીકે ઉમદા સેવા આપનાર અંબાલાલ પોકાર આજે કચ્છ લોકસભા નાં ચૂંટણી મત ગણતરી માં ફરજ આપી રહ્યા છે.. તેઓ સાથે ભાજપ નાં અનેક બીજા કાર્યકર પણ આ મત ગણતરી કરવા માટે નિયુક્તિ કરવામાં આવેલ છે. વિજય કચ્છ માં વિનોદ ચાવડા નો અને ભાજપ નો નિશ્ચિંત છે. આ કામ માટે ની જવાબદારી તેઓને મળી છે તેઓ ખૂબ ઉત્સાહી છે.

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સંઘ

## મહિલાઓ ના સ્વસ્થ માટે અંતરરાષ્ટ્રીય કાર્યવાહી દિવસ નું મહત્વ

આજે મોટાભાગની મહિલાઓ તેમના ઘર અને કામકાજના જીવનમાં વ્યસ્ત છે, જેના કારણે તેઓને પોતાના સ્વાસ્થ્યની કાળજી લેવા માટે બહુ ઓછો સમય મળે છે. કમનસીબે, આવી વ્યસ્ત જીવનશૈલી ઘણીવાર સ્વાસ્થ્ય સમસ્યાઓમાં પરિણમે છે જે સમય જતાં પરિણમે છે અને ગંભીર જોખમો બની જાય છે.આજની ઝડપી ગતિશીલ દુનિયામાં સારા સ્વાસ્થ્યનું સર્વોચ્ચ મહત્વ છે, અને મહિલાઓ ખાસ કરીને કામ અને ઘરની સ્વ-સંભાળ માટે થોડો સમય છોડવાની રીતથી સંવેદનશીલ હોય છે. જેમ કે, ધ મહિલાઓ માટે આરોગ્ય તપાસનું મહત્વ તેમની સલામતી અને લાભ માટે ધ્યાનમાં લેવાની જરૂર છે.

**મહિલાઓ માટે આરોગ્ય તપાસનું મહત્વ**

મહિલાઓ માટે સ્વાસ્થ્ય તપાસના અનેક ફાયદા છે. નિયમિત આરોગ્ય તપાસો સંભવિત સ્વાસ્થ્ય સમસ્યાઓને દૂર રાખે છે અને કળીમાં કોઈપણ વિકાસશીલ સમસ્યાઓને દૂર કરે છે. કેટલાક કિસ્સાઓમાં, તેઓ સ્તન જેવી સમસ્યાઓથી જીવન પણ બચાવી શકે છે કેન્સર પ્રારંભિક તબક્કામાં સારવાર કરી શકાય છે, અને નિવારક પગલાં લઈ શકાય છે. સ્ત્રીઓ માટે નિયમિત સ્વાસ્થ્ય તપાસના અન્ય કેટલાક ફાયદા નીચે મુજબ છે.

નિયમિત આરોગ્ય તપાસો ગંભીર રીતે બીમાર પડવાનું જોખમ ઘટાડે છે.જ્યારે નિયમિત આરોગ્ય તપાસ કરવામાં આવે ત્યારે સારવાર અથવા ઉપચાર સારી રીતે કામ કરે તેવી વધુ સારી તકો છે.

નિયમિત આરોગ્ય તપાસથી સારું સ્વાસ્થ્ય જાળવવામાં સરળતા રહે છે. તમારા ડૉક્ટરને તમારા સ્વાસ્થ્યના ઇતિહાસનો સારો ખ્યાલ આપવાથી નિદાન સરળ અને વધુ સચોટ બની શકે છે.તે લોકોને સ્વાસ્થ્ય માટેના નવીનતમ જોખમો અને સાવચેતીઓ વિશે જાગૃત રહેવામાં પણ મદદ કરે છે.નિયમિત આરોગ્ય તપાસનો પ્રારંભિક તબક્કામાં જીવન માટે જોખમી સ્વાસ્થ્ય પરિસ્થિતિઓને શોધી કાઢવામાં મોટો ફાયદો છે જ્યારે તે સારવાર યોગ્ય હોય છે. જટિલ બનતા લક્ષણોમાં

શ્રી अखिल भारतीय कच्छ कड़वा पाटिदार महिला संघ

28 मई

सभी माताओं, बहनों व बेटियों के सेहत का ध्यान रखें,
महिलाओं के स्वास्थ्य को लेकर लापरवाही करने से बचें।

महिलाओं के स्वास्थ्य के लिए
अंतरराष्ट्रीय कार्रवाई दिवस



श्रीमती जशोदाबेन नाकराणी
प्रमुख

श्रीमती रमीलाबेन रवाणी
महामंत्री

નોંધપાત્ર ઘટાડો છે કારણ કે નિયમિત આરોગ્ય તપાસો કોઈપણ વિકાસની નજીકથી દેખરેખ રાખે છે, અને સમયસર યોગ્ય પગલાં લઈ શકાય છે.કારણ કે નિયમિત આરોગ્ય તપાસો મુખ્ય સ્વાસ્થ્ય સમસ્યાઓનો અસરકારક રીતે અને પ્રારંભિક તબક્કામાં સામનો કરી શકે છે, તેથી તબીબી ખર્ચનો ખર્ચ ઓછો થાય છે.મહિલાઓ માટે આરોગ્ય તપાસસ્ત્રીઓ ઘણી સ્વાસ્થ્ય સમસ્યાઓ માટે સંવેદનશીલ હોય છે, જો કે તેમના સ્વાસ્થ્યની કાળજી લેવામાં આવે અને જીવનશૈલીને સારી રીતે સંચાલિત કરવામાં આવે તો તેમાંથી ઘણી બધી સમસ્યાઓનો સામનો કરી શકાય છે. તે છે જ્યાં આરોગ્ય તપાસો હાથમાં આવે છે. કેટલાક ડોકટરો સ્ત્રીઓ માટે નીચેની આરોગ્ય તપાસની ભલામણ કરે છે:

પાણી પહેલા પરબ બાંધવી; રોગોના પ્રારંભિક ચિહ્નો વધુ અદ્યતન તબક્કામાં વિકસિત થાય અને તેનો ઉપચાર કરવો વધુ મુશ્કેલ બને તેની રાહ જોવા કરતાં તેની સારવાર કરવી હંમેશા વધુ સારી છે. સ્ત્રીઓ માટે, ધ આરોગ્ય તપાસનું મહત્વ અતિશયોક્તિ કરી શકાતી નથી કારણ કે ત્યાં ઘણી બધી સમસ્યાઓ છે જે જો પ્રારંભિક તબક્કામાં સારવાર ન કરવામાં આવે તો સમસ્યારૂપ બની શકે છે. નિયમિત આરોગ્ય તપાસો તંદુરસ્ત જીવનશૈલી જાળવવામાં મદદ કરવા માટે દૈનિક દિનચર્યાઓમાં કઈ રીતે ફેરફાર કરી શકાય છે તેનો ટ્રૅક રાખવામાં પણ મદદ કરે છે. મહિલાઓ સંપર્ક કરી શકે છે સામાન્ય પ્રેક્ટિશનરો નિયમિત આરોગ્ય તપાસ માટેના પ્રિસ્ક્રિપ્શનો માટે. જનરલ પ્રેક્ટિશનર ઉપરાંત, નેત્ર ચિકિત્સક, એન્ડોક્રિનોલોજિસ્ટ, ગેસ્ટ્રોએન્ટેરોલોજીસ્ટ, સ્ત્રીરોગવિજ્ઞાની, અને ઓન્કોલોજિસ્ટ્સ પણ સલાહ લેવી જોઈએ.

શ્રીમતિ જશોદાબેન નાકરાણી
પ્રમુખશ્રી અખિલ ભારતીય ક.ક.પાટીદાર
મહિલા સંઘ






## વીર સાવરકર જયંતિ



વીર સાવરકર... વિનાયક દામોદર સાવરકર રાષ્ટ્રવાદના ભીષ્મ પિતા, ભારતની સ્વાતંત્ર્ય ચળવળના અગ્રીમ યોદ્ધા ક્રાંતિકારી વિચારક, લેખક વીર સાવરકર નો જન્મ 28 મે 1883 નાં રોજ નાસિક પાસેના દેવલાલી જિલ્લાના ભગોર નામના ગામમાં એક બ્રાહમણ પરિવારમાં થયો હતો.

તેમના પિતાનું નામ દામોદર સાવરકર અને માતાનું નામ રાધાબાઈ અનેતેમના પત્નીનું નામ યમુનાબાઈ હતું. તેમને બે ભાઈ અને એક બહેન પણ હતી. આમ તેઓ ચાર ભાઈ બહેન હતાં . ભારતની સ્વતંત્રતા માટેની ચળવળમાં તેમનું નામ ભારતના ક્રાંતિકારી તરીકે સુવર્ણ અક્ષરે અંકિત છે.વીર સાવરકરની જન્મતિથી (સ્મૃતિ દિન) એ કોટી કોટી વંદન..વીર સાવરકર ભારતીય સ્વતંત્રતા આંદોલનના અગ્રિમ સેનાની અને મુખ્ય રાષ્ટ્રવાદી નેતા તે વિશ્વભરના ક્રાતિકારીઓમાં અદ્વિતીય હતા.

તેમનું નામજ ભારતીય ક્રાંતિકારીઓ માટે તેમનો સંદેશ હતો. તે એક મહાન ક્રાંતિકારી, ઈતિહાસકાર, સમાજ સુધારક, તેઓ એક વિચારક, સાહિત્યકાર અને લેખક હતા. ક્રાંતિકારીઓ માટે તેમના પુસ્તકો ગીતા જેવા હતા તેમનું જીવન બહુપક્ષીય હતું.

તેઓ વિશ્વના પ્રથમ કવિ હતા.. જેમણે અંદમાન ની એકાંત કેદમાં જેલની દીવાલો પર નખ અને કોલસા વડે કવિતાઓ લખી... ભારતના ઇતિહાસમાં ગર્વથી સાવરકર નું નામ લેવામાં આવે છે. જીવનભર સ્વરાજ્ય હાંસલ કરવા માટે સંઘર્ષ કરતી વખતે ખર્ચ કર્યો..

# TAP રીજીયન માં શિખર "હુન્નર કી ખોજ" ત્રણ દિવસીય કાર્યક્રમ ની શુરૂઆત





તેલંગાણા આંધ્ર પ્રદેશ રીજીયન યુવાસંઘના સત્યમ ડિવીઝન નેજાહેઠળ.. યુવા ઉત્કર્ષ સમિતિ દ્વારા શિખર - હુન્નર કી ખોજ.. નિઝામાબાદ ઝોન યુવક મંડળના યજમાન પદે શુક્રવાર તાઃ 31-05-2024 ના રોજે બાસર મધ્યે હ્રીમ અક્ષરા રિસોર્ટ, બાસાર, નિઝામાબાદમાં સારા વાતાવરણમાં ચૈતન્ય સ્ફૂર્તિ અને ઉત્સાહ સાથે શુભારંભ કારવામાં આવેલ.

સૌ પ્રથમ સવારના 6:30 કલાકે ભાગ લીધેલ 15 થી 25 વર્ષના અપરણિત 195 યુવા ભાઈ બહેનોને બાસર - માઁ સરસ્વતી ના મંદિરમાં આશીર્વાદ મેળવ્યાં. ત્યારબાદ રિસોર્ટ પાછા આવી રિફ્રેશ બાદ નિઝામબદ ઝોન દ્વારા સનાતની સ્વાગત કરવામાં આવેલ.

આ કાર્યક્રમ માં નિઝામાબાદ ઝોન સમાજ ના પ્રમુખશ્રી મોહનભાઈ હિરાલાલ છાભૈયા, મહામંત્રી નવીનચંદ્ર જાદવાણી, TAP યુવાસંઘના મિશન ચેરમેન ગોવિંદ સાંખલા, ચીફ સેક્રેટરી કિશોર રામાણી, સુનંદરમ ડિવીઝન ચેરમેન વસંત નાકરાણી, સેક્રેટરી ભાવેશ જાદવાણી, પ્રવક્તા મહેશ સાંખલા, નિઝામાબાદ ઝોન યુવક મંડળના પ્રમુખશ્રી પ્રવિણ સાંખલા અને તેમની ની પુરી ટીમ હાજર રહેલ હતા.

નિઝામાબાદ ઝોન યુવક મંડળના યુવા ઉત્કર્ષ સમિતિ કન્વીનર કમલેશ સાંખલા દ્વારા સર્વે નું સ્વાગત અને સ્થાન ગ્રહણ કરાવામાં આવ્યુ હતું. ત્યારબાદ ઉદ્ઘાટન સમારોહ ના દાતાશ્રી જાદવાણી નિર્મળ તેમજ TAP સંઘના હિદેદારો સાથે નિઝામાબાદ ઝોન ના હોદેદારો દ્વારા દીપ પ્રગટ કરાવેલ.

ત્યારબાદ નિઝામાબાદ ઝોન સમાજના પ્રમુખશ્રી મોહનભાઈ છાભૈયાએ અશીર્વાચન આપ્યા. બાદ આગળ નું સંચાલન TAP યુવાસંઘના ચીફ સેક્રેટરી કિશોર રામાણી એ સંભાળ્યું અને સર્વે પાર્ટીસિપેન્ટ નું સ્વાગત સાથે કાર્યક્રમ નું હેતુ જણાવી પ્રોત્સાહન આપેલ.

ત્યારબાદ મિશન ચેરમેન ગોવિંદ સાંખલા એ મોટીવેટ કરતા ઉદબોધન આપેલ આગળ ઇવેન્ટ ચેરમેન ખુશાલ ભાદાણી એ કાર્યક્રમની રૂપરેખા જણાવી અને રક્ષાબેન સાંખલા એ મેન્ટોર કિરણ બનટુ પરિચય આપેલ. ત્યારબાદ કિશોર રામાણી એ સૌ નો જોશ વધારતા માઁ સરસ્વતી ના જયઘોષ સાથે કાર્યક્રમની પૂર્ણતા કરાવેલ.

સંકલન : કિશોર રામાણી
સંયોજક : જસવંત સુરાણી સિકંદરાબાદ

## "રામ કી ચિડિયા રામ કા ખેત , ખાલો ચિડિયા ભર ભર પેટ " નું શીર્ષક સાર્થક કરતા કચ્છ રીજીયન યુવાસંઘ ના IPC શાંતિભાઈ નાયાણી...





## શ્રી દક્ષિણ ભારત મહિલા મંડળ... એક કદમ હરિયાલી કી ઓર...

મારી પ્રિય નાની મોટી સખીઓ ને જય શ્રી લક્ષ્મીનારાયણ આશા છે કે આપ સૌ ક્ષેમ કુશળ માં હસો...

દાદી કે મમ્મી નું પણ વેકેશન હવે પૂરું થયું તો હવે ચાલો આપણે પણ સૌ કામ માં લાગી જઈએ. તો આજે ૦૫ જૂન વિશ્વ પર્યાવરણ દિવસ છે તમો સૌ જાણતા જ હસો તો આપણે પણ આપણા દેશ ને હરિયાળો બનાવવા નો થોડો પ્રયાસ કરીએ **વૃક્ષારોપણ** નો પ્રોજેક્ટ છે તે પૂરો કરીને આપણી પ્રકૃતિ પ્રત્યે ની ફરજ નિભાવીએ.. આ મેસેજ ની નોંધ લઈ દક્ષિણ ભારત સમાજ સનાતન મહિલા મંડળો માં વધુ ને વધુ વૃક્ષોનુ વાવેતર કરી જતન કરવા વિનમ્ર વિનંતી અને તમારા મંડળને સમય અનુકુળે વૃક્ષારોપણ કરી.. વિશ્વ પર્યાવરણ દિવસ ઉજવશો એજ

પ્રમુખશ્રી લક્ષ્મીબેન જબુવાણી, પોંડીચેરી
મહામંત્રી રંજનાબેન લીંબાણી, હોસુર
શ્રી દક્ષિણ ભારત કકપા સનાતન મહિલા મંડળ

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
મહિલા સંઘ - યુવાસંઘ

इस पर्यावरण दिवस, जानें प्रकृति को कैसे बचाएं

1. कम से कम एक पेड़ लगाए और उसकी देखभाल करें।
2. प्लास्टिक के इस्तेमाल से बचें।
3. अपने बच्चों को पर्यावरण के महत्व के बारे में बताएं।
4. जितना संभव हो सार्वजनिक परिवहन या पैदल/साइकिल का उपयोग करें।

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
પાટીદાર વિદ્યાર્થી ભવન
નખત્રાણા, કચ્છ ભુજ

## જ્ઞાન દર્શક સંતશ્રી વલ્લભ કૃષ્ણજી ની દક્ષિણમાં પધરામણી




ભગવાનશ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્ર સ્થાન નાં જ્ઞાન દર્શક સંત તરીકે તેમની વૈદિક જ્ઞાન નો લાભ કચ્છમાં ખાસ અને વિવિધ સમાજમાં તેમજ સમાજીક ઉત્સવમાં ભાવ પૂર્વક આપવામાં સૌને માટે પ્રિય બનેલ સંત વલ્લભ કૃષ્ણજી પોતાની અનુકૂળતા હોઇ ને હાલમાં તેઓ દક્ષિણ ભારતમાં ચેન્નઇ અને ચેન્નાઇ ની તામ્બરમ સમાજ માં અને ત્યાર બાદ બેંગલોર અને મૈસુર માં ની વિવિધ સમાજો માં જ્ઞાતિ ગંગા વચ્ચે જઈ આધ્યાત્મિક જ્ઞાન સરીતા વહાવી રહ્યા છે.

તેઓ દ્વારા ગત રોજ ૦૫ તારીખ નાં ચેન્નઇ માં તામ્બરમ સમાજ ભવન મધ્યે બે કલાક ના સત્સંગ માં બ્રહ્મ તત્વ વિશે અને મનુષ્ય જન્મ થકી જ મોક્ષ પ્રાપ્તિ થઈ શકે એવા અનેક વિચારો રજૂ કરેલ હતા. સત્સંગ માં ભાગ લીધેલ સૌ સમાજ જનો તેમની જ્ઞાન વાણી થી મંત્ર મુગ્ધ થયા હતા, અને ફરી પાછા ખૂબ જ જલ્દી થી આવો સત્સંગ મળે એવી અભિલાષા વ્યક્ત કરેલ હતી. ત્યારબાદ રાત્રી ના સમયે ચેન્નાઇ સમાજવાડી ખાતે પણ તેમનો બે કલાક નો સત્સંગ રાખવામાં આવેલ હતો. જેમાં સંતશ્રી એ આત્મજ્ઞાનની વાતો કરેલ હતી, પરમ તત્વ, મન અને બુદ્ધિ થી સિદ્ધિ પ્રાપ્તિ ના વિચારો રજૂ કર્યા હતા. ઈશ્વર ની પ્રાપ્તિ કરવામાં નહીં પણ ઈશ્વર ની અનુભૂતિ કરવા માટે મળેલ જીવન ને યથાર્થ કરવા, પશ્ચિમી સંસ્કૃતિ ની માયાજાળ માંથી બહાર નીકળી, જીવનસત્ય ને સમજવા માટે આ દુર્લભ દેહ મળ્યો છે. આ દેહ થકી બાહ્ય નહીં ને અંતર જ્ઞાન મેળવી પોતાનું જીવન સાર્થક કરી શકાય એવા સુંદર વિચારો રજૂ કરેલ હતા.

સમાજ દ્વારા મળેલ "જ્ઞાન દર્શક સંત" તરીકેની ઉપાધિને તેઓશ્રી એ ખરેખર સાર્થક કરતો સતસંગ કરેલ હતો.અને ત્યારબાદ ૦૬ તારીખના રોજ બેંગલોર માં પિનિયાં સમાજ માં પણ વિશાળ જ્ઞાતિ જનો વચ્ચે આધ્યાત્મિક જ્ઞાન સત્સંગનો ભાવ પૂર્વક કાર્યક્રમ કરવામાં આવનાર છે તેવી માહિતી પણ આપવામાં આવેલ હતી...

સંત વલ્લભ કૃષ્ણજી ની જ્ઞાન શીલ એકતા અને અખંડિતતા માટે વૈદિક પરંપરા અનુસાર સમાજીક દરેક સ્થળે આવી ભાવ ભક્તિ કરવાનો અનુરોધ પણ કરવામાં આવેલ...

સંયોજક - અમરતભાઈ ભાવાણી - ચેન્નઇ

## રૂડાણી પરિવાર ના અગ્રણીઓ દ્વારા શ્રી સમાજને આમંત્રણ પત્રિકા અર્પણ






## ફૂલ ગયું અને ફોરમ રહી ગઇ
## સનાતન ધર્મ પત્રિકા માં તેમની અનોખી કર્મઠ ઓળખ રહી ગઇ...



કર્તવ્ય ને અનોખી અદા થી પૂર્વ કરવાનો અભિગમ..
સનાતની વૈચારિક આંદોલનના ભેખધારી...
સાબર રીંજીયનમાંથી રાષ્ટ્રીય યુવા સંગઠનથી જોડાઈને આરંભ કરી સાબર ના યુવાઓને વૈશ્વિક ચૈતન્ય સ્ફૂર્તિ ઉત્સાહ આપનાર તલોદ કોલેજનાં અદના પ્રોફેસર...
તલોદમાં ટ્રિનિટી સ્કૂલ સંકુલના સ્થાપક...
એજ્યુકોઝ સંગઠન થકી નારાયણ કથાના વક્તાથી પ્રખ્યાત....
યુવાસંગના અદભુત પૂર્વ પ્રેસિડેન્ટ પ્રોફેસર
સ્વ.વસંતભાઈ ધોળુંને તેમની પ્રથમ પુણ્યતિથિ નિમિતે......

સત સત વંદન
**સનાતન ધર્મ પત્રિકા,**
**શ્રીસમાજ પ્રચાર અને પ્રસાર મિશન,**
**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ,મહિલાસંઘ અને યુવાસંઘ..**

## ટ્રસ્ટી હોદ્દેદારની બેઠક માં હંસરાજભાઇ ધોળુંના વાણી વર્તન અંગે સ્પષ્ટતા



કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી હોદ્દેદાર સાથે જરૂરી અગ્રણીઓ સાથેની બપોર પછી ની સતત ચાલુ બેઠકમાં આવનાર સમય માટે લેવાય નિર્ણય..ખાસ ઉમિયા માતા સંસ્થાનની જનરલ સભામાં થયેલ વર્તણુક અને ત્યારબાદ કરવામાં આવેલ વિશ્વાસ ભંગ તેમજ સમાજની અવહેલના અને તુંડ મિજાજી અભિમાની વાણી વર્તન અને તેવા વ્યવહાર વડીલ હંસરાજભાઇ ધોળુંનુ તે સંસ્થાન માંથી રાજીનામું આપી દે નહિતર તે કારોબારીમાં સમાવેશ મોવડીઓ અગ્રણીઓ રાજીનામા આપી હંસરાજભાઇના વલણને પારખીને તે સંસ્થામાં સારું વાતાવરણ કરવા જનાદેશ લેવા કાર્ય કરશે ...

**આમાં ભુજ ઝોન સમાજના પ્રમુખ શ્રી ઇશ્વરભાઇ ભાવાણી સાથે ઉમિયા માતાજી સંસ્થાન અને કેન્દ્રીય સમાજ તેમજ લક્ષ્મીનારાયણ સંસ્થાનના વડા, ટ્રસ્ટીઓ, સલાહકારો વચ્ચે સંકલન કરી સભામાં અહેવાલ સાથે જણાવ્યું કે સંસ્થાના પ્રમુખ પદેથી હંસરાજભાઇ ધોળુ દ્વારા લેખિતમાં રાજીનામું આપવામાં આવ્યું છે જે મહામંત્રી શ્રી બાબુલાલ ચોપડા દ્વારા જાણકારી પ્રાપ્ત થઇ છે.**

**આ મુજબ શ્રીસમાજના હીત કાજે તાકીદ સાથે હંસરાજભાઇ ને મોવડી મોહનભાઇ અને ડોકટર પ્રેમજીભાઈ દ્વારા અને ઝોન પ્રમુખ ઈશ્વરભાઈ ભાવાણી દ્વારા પહોંચાડતા આજે સંસ્થાનના મંત્રી અને ઝોન સમાજના પ્રમૂખ ઈશ્વરભાઈ દ્વારા કારોબારી સભામાં અહેવાલ સાથે જણાવ્યું કે ઉમિયામાતા સંસ્થાનના પ્રમુખ પદેથી હંસરાજભાઇ ધોળુંએ લેખિતમાં સ્વેચ્છાએ રાજીનામું મહામંત્રી બાબુભાઈ ચોપડાને આપવામાં આવ્યું છે અને તેની માહિતી મહામંત્રી ચોપડા દ્વારા પ્રાપ્ત થઈ છે..**

**આમ આજે આ સમાજ હીતમાં પૂર્ણ થયેલ છે. આ સમયે ડોકટર પ્રેમજીભાઈ ગોગારી એ ખાતરી આપતા જણાવેલ કે આવેલ રાજીનામા અંગે અમો કારોબારીમાં તે અંગે સુખદ પરિણામ લાવીશું...**




શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત

## પાટીદાર સ્ટુડન્ટ્સ હૉસ્ટેલ-ભુજ

### ભુજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ અને તેના વાલીઓ જોગ

આથી ભુજ અને ભુજની આસપાસની શાળા, કોલેજમાં અભ્યાસ કરતા જ્ઞાતિના વિદ્યાર્થીઓને જણાવવાનું કે છેલ્લા ૩૮ વર્ષથી કેમ્પ વિસ્તારમાં કાર્યરત હોસ્ટેલ નિયમિત ચાલુ છે. તારીખ ૧૧ જૂનથી આ સત્ર માટે પ્રવેશ પ્રક્રિયા નિવૃત્ત શિક્ષક અને હોસ્ટેલના ગ્રહપતીશ્રી વાલજીભાઈ ધોળુ સંભાળી રહ્યા છે.

સમાજ દ્વારા હોસ્ટેલ માટે નવી જમીન ખરીદવામાં આવી છે, અને આ હોસ્ટેલ વેચાણમાં મૂકેલી છે. ભુજમાં અભ્યાસ કરતા આપણી જ્ઞાતિના અમુક વિદ્યાર્થીઓમાં મૂંઝવણ છે કે હોસ્ટેલનું વેચાણ થશે તો વચ્ચેથી ખાલી કરવાની થાય. આ બાબતે જ્ઞાતિના વિદ્યાર્થીઓને સ્પષ્ટતા કરવાની થાય છે કે વેચાણ થશે તો પણ નવી હોસ્ટેલ નહીં બંધાય ત્યાં સુધી સમાજ દ્વારા વિદ્યાર્થીઓ માટે વૈકલ્પિક વ્યવસ્થા પણ કરાશે.

ભુજ જિલ્લાનું મથક અને શિક્ષણનું પણ હબ છે, જેથી ભુજ અને ભુજની આસપાસ શાળા, કોલેજ કે યુનિવર્સિટીમાં અપડાઉન કે અન્ય જગ્યાએ રહેતા વિદ્યાર્થીઓ અને તેમના વાલીઓને વિનંતી છે કે આપણા બાળકોના ઉજ્જ્વળ ભવિષ્ય માટે આપણી હોસ્ટેલમાં જ અભ્યાસ કરાવવાનો આગ્રહ રાખશો.

છેલ્લા ૩૮ વર્ષમાં આપણી આ હોસ્ટેલમાં ૪૮૦૦થી વધારે વિદ્યાર્થીઓ હોસ્ટેલમાં રહીને અભ્યાસની સાથે ઉજવળ કારકિર્દી પ્રાપ્ત કરી ચૂક્યા છે. તાજેતરમાં યુપીએસસીમાં ૪૩૨મો રેન્ક હાસલ કરી નાયબ કલેક્ટર બનનાર ચંદ્રેશભાઈ સાંખલાએ પણ આ જ હોસ્ટેલમાં રહીને એન્જિનિયરિંગ સુધીનો અભ્યાસ પૂર્ણ કરેલો. આ ઉપરાંત ભૂતકાળમાં હોસ્ટેલના ઘણા વિદ્યાર્થીઓ ડોક્ટર, સીએ જેવી વિશેષ ડિગ્રી તેમજ કોર્પોરેટ ક્ષેત્રે પણ નામ રોશન કરી રહ્યા છે.

હોસ્ટેલમાં હાલમાં એક જ વિભાગમાં લિમિટેડ વિદ્યાર્થીઓને જ પ્રવેશ આપવાનો હોવાથી પ્રવેશ ઇચ્છુકોએ વહેલા તે પહેલાના ધોરણે પ્રવેશ મેળવી લેવો.

: માહિતી તેમજ પ્રવેશ માટે સંપર્ક :
ગ્રહપતિશ્રી વાલજીભાઈ ધોળુ, મો.નં. ૯૯૦૯૩૦૪૪૬૬

રમેશ ગોવિંદ પોકાર
કન્વીનર

તેમજ સમિતિના સદસ્યો અને સલાહકારશ્રીઓ

શ્રી લક્ષ્મણભાઈ શિવગણ માવાણી–સહકન્વીનરશ્રી,
શ્રી કિરીટભાઈ શિવગણ ચૌહાણ –સભ્યશ્રી,
શ્રી સુરેશભાઈ નારાણ પોકાર –માનદ્ સલાહકાર,
શ્રી પ્રવીણભાઈ ડાહ્યા ચૌહાણ –સભ્યશ્રી
ડૉ. બિહારીભાઈ વાલજી રામજીયાણી –સભ્યશ્રી
શ્રી દામજીભાઈ ખેતશી માકાણી –માનદ્ સલાહકાર

Printed and Published by: Valjibhai Hirjibhai Patel onbehalf of Akhil Bharatiya Kutch Kadva Patidar Samaj. Published at "Divya Bhaskar a Unit of D.B.Corp Ltd."
Plot No.280, Makarba,Sarkhej - Gandhinagar Highway, AHMEDABAD - 280015
Published at. Mohan Timber Compound,Mohane Road,Shahad West,Kalyan,Dist.Thane-421103 Editor : Purshottambhai Ravjibhai Patel.